## ' કિરણ ૩ જું. સુધાની સાચવણી '

સુધા પોતાની ચોપડીઓ બહુ સારી રીતે સાચવતી. જ્યારે જુઓ ત્યારે એની ચોપડી નવા જેવી લાગે. ચોપડીની સાચવણીની વાત આવે ત્યારે શિક્ષક પણ સુધાનો દાખલો આપે આથી ધીરે ધીરે આખી નિશાળમા સુધાનું નામ જાણીતું થઇ ગયુ. એક દહાડો પ્રવીણે સુધાને પૂછ્યું કે સુધાબેન! તમે કેવી રીતે ચોપડી સાચવો છો?

સુધા—મારા બાપાજીએ મને ચોપડી સાચવવાના નવ નિયમો શીખવ્યા છે તે બરાબર પાળુ છુ એટલે ચોપડી સચવાયેલી રહે છે.

પ્રવીણ—એ નિયમો મને કહેશો?

સુધા—હા, ભાઇ! ઘણી ખુશીથી. લો, સાંભળો.

(૧) પૂઠું ચડાવ્યા વિના ચોપડી વાપરવી નહિ.

(૨) એને મેલો હાથ લગાડવો નહિ.

(૩) એને બહુ પહોળી કરવી નહિ.

(૪) એને ગમે ત્યા રખડતી મૂકવી નહિ.

(૫) નિશાનીની ખાતર એનુ કોઇ પાનુ વાળવુ નહિ

(૬) એને કોઇ પણ કારણે ભોંય પર પછાડવી નહિ.

(૭) એના ઉપર બેસવુ નહિ કે એના ઉપર માથું મૂકીને સૂવુ નહિ.

(૮) આંગળીએ થૂંક લગાડી એનાં પાના ફેરવવાં નહિ.

(૯) એ બંધ કરીએ ત્યારે એની અદર પેન કે એવુ બીજું કઇ મૂકવુ નહિ.

પ્રવીણ—આ નિયમો તો ઘણા સારા છે અને સહેલાઇથી પાળી શકાય તેવા છે.

## કિરણ ૪ થું. હજી પણ ન ઓળખી ?

હું આકાશમાં રહુ છુ.
ઝડપભેર દોડુ છું.
આખી દુનિયામાં મહાલુ છુ.
મારા સપાટામાં જે આવે તેનો કચ્ચરઘાણ વાળું છું.
ઝાડ સપાટામાં આવે તો ઝાડનો નાશ કરુ.
જનાવર સપાટામા આવે તો જનાવરનો જાન લઉં.
તમે સપાટામા આવો તો તમારી ખબર લઉં.
ઘર પર પડુ તો ઘર ભાંગું.
ડુગર પર પડું તો ડુગર ફાડું.
મારા બળનો પાર નથી.
મારે કંઇ ભાર નથી.
હું બહાર પડું ત્યારે વાદળ ખડખડ હસે.
હું અધારે અજવાળાં કરુ.
મારો ચમકારો અજબ છે.
હુ એક પલકારામાં ક્યાંની ક્યાં સતાઇ જાઉં.
મને જોતાં લોકના મનમા થાય કે વરસાદ વરસશે.
હજી પણ ન ઓળખી ?
મારુ નામ વીજળી

અર્હમ્

# આર્હત જીવન જ્યોતિ

## [ બીજી કિરણાવલી ]

( ૨ )

સચિત્ર

---


પ્રયોજક અને સંપાદક

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ્. એ.


---


પ્રકાશક

જીવનલાલ પનાલાલ

---

ઈ સ ૧૯૩૫. વીર સંવત ૨૪૬૧ વિ સ ૧૯૮૧

પ્રથમ આવૃત્તિ ] મૂલ્ય રૂા ૦-૬-૬. [ પ્રતિ ૨૦૦૦

# કિરણ ૫ મું. કાતર ને સોય

એક વખત કાતર અને સોયને તકરાર થઇ. કાતર કહે કે હુ મોટી અને સોય કહે કે હુ મોટી.

કાતર—મારા બંને પાના ધારવાળા છે. હું એ વડે મજબૂતમાં મજબૂત કપડુ કાપી શકુ છુ. હુ ન હોઉં તો દરજી ભૂખે મરે.

સોય—તું ગમે તેવી મોટી હશે પણ મારી તોલે ન આવી શકે. જો, તેં કાપેલા કપડા હુ જોડી શકુ છુ હુ લોકો માટે કપડા તૈયાર કરુ છુ. હુ ન હોઉં તો તેમને ઉઘાડા ફરવુ પડે દરજી પણ મારી કિંમત તારા કરતા વધારે આંકે છે. એ મને પોતાના માથા ઉપર રાખે છે અને તને તો ભોંય ઉપર મૂકે છે વળી મારા વગર દરજીનો તો શું પણ ભલભલાનો ધંધો અટકી પડે મારી મોટાઇની શી વાત કરું? ડાહ્યા માણસો પોતાના બાળકોને શિખામણ આપતાં શુ કહે છે તેની તને ખબર છે?

કાતર—ના.

સોય—તેઓ કહે છે કે કાતર જેવા ન થવુ, પરંતુ સોય જેવા થવુ.

ગજ બાજુમા બેઠો હતો તે મૂગે મોઢે પોતાની આ બે બેનોની વાત સાભળતો હતો સોયે તેને પૂછ્યુ કે કેમ ગજભાઇ! મારી વાત સાચી છેને?

ગજ—હા.

આ પ્રમાણે ગજે સોયનો પક્ષ લીધો એટલે કાતર ઠંડી થઇ ગઇ. તે બોલી કે ગજભાઇ! મને એ શિખામણની મતલબ નહિ સમજાવો?

ગજ—હા, બેન! હુ સમજાવું. સાભળો આ દુનિયામા જે માણસ એક બીજાને સપ કરાવી તેમને ભેગા કરે છે તેને લોકો સોય સાથે સરખાવે છે, અને જે કુસપ કરાવી તેમને જુદા પાડે છે તેને લોકો કાતર સાથે સરખાવે છે.

---

# પિતૃ-સ્મૃતિ

કદી પણ ન વિસરી શકાય એવા

અનેક ઉપકારો જેમણે મારા

ઉપર કર્યા છે

તે

**મારાં સ્વર્ગસ્થ પૂજ્ય માતાપિતાના**

સ્મરણચિહ્ન તરીકે હું

**આર્હત જીવન જ્યોતિ**

પ્રસિદ્ધ

કરું

છું.

જીવનવિલા, મલબાર હિલ,
મુંબઈ.
ચૈત્ર શુક્લ સપ્તમી,
વિ સં ૧૯૯૦

જીવનલાલ પનાલાલ

# કિરણ ૬ ઠ્ઠું. ઘડિયાળ જોઇને

(૧)

હું સીધે રસ્તે ચાલ્યો જતો હતો એવામાં મારી નજર કોઇ ચળકતી ચીજ ઉપર પડી. મેં પાસે જઇને જોયું તો એ ઘડિયાળ હતું. એ કોઇના હાથના કાંડા પરથી સરી પણુ હશે એમ મને લાગ્યું. એના માલિકને એ પહોંચતું કરાય તો ઠીક એમ વિચારી હુ એ લેવા જતો હતો ત્યાં તો મને એમ થયું કે હું એ લઇશ તો કદાચ કોઇ મને ઉલટો ચોર ધારશે. એવા ભયથી હુ એને અડક્યો જ નહિ ને ચાલતો થયો.

(૨)

હું મારા સગાને મળવા જતો હતો. થોડેક દૂર ગયા પછી મેં એક સોનાનું ઘડિયાળ પડેલું જોયું. એ લઇને હું ચોકીએ ગયો, અને ત્યાના ઉપરી અમલદારને મેં એ આપી દીધું. અમલદારે મને કહ્યુ કે તપાસ કરતાં એ ઘડિયાળનો માલિક મળી આવશે તો તેને એ પાછું અપાશે.

(૩)

હું ઘેર જતો હતો. રસ્તામાં એક સોનાનું ઘડિયાળ પડેલું મારા જોવામા આવ્યું. મને વિચાર થયો કે જો અહીંથી કોઇ બદમાસ પસાર થશે તો એ આ ઘડિયાળ પચાવી પાડશે, અને એના માલિકને એનો પત્તો નહિ લાગે. આથી મે એ ઉપાડી લીધું. પછી મે છાપામાં ખબર આપી કે મને રસ્તા પરથી એક ઘડિયાળ મળી આવ્યું છે. જેનું એ ઘડિયાળ હોય તે મને પૂરી ખાતરી કરાવીને લઇ જાય.

---

ઘડિયાળ જોઇને પહેલા માણસે શુ કર્યું?

બીજાએ શુ કર્યું?

ત્રીજાએ શુ કર્યું?

# વિષયાનુક્રમ

## કિરણ ૭ મું. નખ

વસતને નખ કપાવવાનો ઘણો કટાળો હતો. કોઇ કોઇ વાર તો એના નખ ખૂબ વધી જતા તો પણ એ કપાવતો નહિ એક વેળા એના ગુરુની નજર એના નખ ઉપર પડી. આથી તેમણે એને પૂછ્યુ કે વસત! તુ આવા મોટા નખ વધાર છે તેને બદલે થોડે થોડે દહાડે એ કપાવતો હોય તો કેવુ સારું? નખ વધારવાથી નુકસાન થાય તેની તને ખબર નથી? વસત શરમનો માર્યો નીચુ જોઇ રહ્યો અને એકે અક્ષર બોલ્યો નહિ. આથી ગુરુએ વિદ્યાર્થીઓને સવાલ પૂછ્યો કે નખ વધારવાથી શુ નુકસાન થાય વારુ?

ચિનુ—આપણે નખ વધારીએ તો તેમા મેલ ભરાય એથી આપણને લોકો ગદા કહે વળી ખાતી વેળા એ મેલ મોઢામા થઇ આપણા પેટમા જાય તો આપણને રોગ થાય

ગુરુ—શાબાશ ભાનુ! આ સબધમા તુ કઇ વધારે કહી શકીશ?

ભાનુ—હા, જી મોટા નખ કદાચ શરીરના કોઇ ભાગને વાગે તો તે ભાગ પાકે વળી નખ વધારે વધ્યો હોય તો કોઇક વાર તે આખો પણ ઉખડી જાય અને એથી ઘણી ઇજા થાય

ગુરુ—ભાનુ! હુ તારા આ જવાબથી ઘણો રાજી થયો છુ વિદ્યાર્થીઓ! તમારે થોડે થોડે દહાડે નખ કપાવતા રહેવુ જોઇએ વસત! તુ કાલે નખ કપાવીને નિશાળે આવજે કેટલાક છોકરા દાંત વડે નખ કરડે છે, પણ તે બહુ ખોટુ કહેવાય

તનુ—ગુરુજી! નખ કરડવાથી શુ નુકસાન થાય?

ગુરુ—નખ કરડવા એ એક કુટેવ છે એનાથી ઘણુ નુકસાન થાય છે નખ કરડવાથી નખમા ભરાયેલો મેલ તેમજ એ ઉપરના ઝીણા જતુઓ મોઢા વાટે શરીરમા દાખલ થાય છે વળી નખના નાના નાના ટુકડાઓ પેટમા જાય તો હોજરી તેમજ આતરડા બગડે

---

# આમુખ



ગુજરાતી અક્ષરજ્ઞાન ધરાવતા વિદ્યાર્થીઓથી શરૂ કરી ઉત્તરોત્તર ચઢિયાતી કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી અગ્યાર કિરણાવલીઓ તૈયાર કરી આપવાનુ કામ અમોએ પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ્ એ મહાશયને સોંપ્યુ હતુ આ કિરણાવલીઓ પૈકી પહેલી કિરણાવલી અમોએ આશરે ૭ માસ ઉપર પ્રસિદ્ધ કરી છે, અને આજે અમો આ બીજી કિરણાવલી પ્રસિદ્ધ કરીએ છીએ

પહેલી કિરણાવલીની જેમ પ્રસ્તુત કિરણાવલી પણ અમોએ યોગ્ય સુધારાવધારા તથા સૂચના માટે જુદા જુદા સાક્ષરો ઉપર મોકલાવી હતી જે સાક્ષરોએ અમોને આ કિરણાવલી જોઇ આપી છે એ બધાનો અમે અહીં આભાર માનીએ છીએ અને ભવિષ્યમા પ્રસિદ્ધ થનાર કિરણાવલીઓમા પણ પોતાનો સક્રિય સહકાર અમને આપવા અમો તેમને વિનતિ કરીએ છીએ

આ બીજી કિરણાવલી માટેના ચિત્રો શ્રીયુત રવીન્દ્ર દત્તે અને શ્રીયુત અરવિંદે દોરેલ છે

પહેલી કિરણાવલી પ્રસિદ્ધ થઇ ગયા બાદ અમોએ તેની નકલો અભિપ્રાય તેમજ સૂચના માટે જુદા જુદા મુનિવરો તથા જૈન તેમજ અજૈન સજ્જનો ઉપર મોકલાવી હતી આમાથી જેઓએ અમને પોતાનો અભિપ્રાય મોકલેલ છે તેઓનો અમે અહીં આભાર માનીએ છીએ. સાથે સાથે જે પત્રકારોએ પહેલી કિરણાવલીની સમાલોચના પોતાના પત્રમા પ્રસિદ્ધ કરી છે એ પત્રકારોનો પણ અમે અહીં આભાર માનીએ છીએ

હાલમા પહેલી કિરણાવલી અહીંની એક જૈન હાઇ સ્કૂલમા ધાર્મિક અભ્યાસના પાઠ્ય પુસ્તક તરીકે શીખવવામા આવે છે

આ બીજી કિરણાવલીમા ન્યૂનતા જણાય તો તે સૂચવવા તજ્જ્ઞોને અમારી ખાસ વિનતિ છે જેથી બીજી આવૃત્તિમા તે તરફ બનતુ લક્ષ્ય આપી શકાય

યોજક મહાશયે આર્હત જીવન જ્યોતિને ઉદ્દેશીને તૈયાર કરેલી એક વિસ્તૃત પ્રસ્તાવના, અમારુ વક્તવ્ય તેમજ અભિપ્રાયો હવે પછી એક સ્વતત્ર પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ઇચ્છા છે

જીવનવિલા, મલબાર હિલ,<br>મુબઇ.<br>તા ૧-૧૨-૩૪

જીવનલાલ પનાલાલ

# કિરણ ૮ મું. ઘડી

સરલા—તરલા ભાભી! આ મદારીની ડુગડુગી જેવું તમે શુ લાવ્યા?

તરલા—વખત માપવાની રેતીની સીસી.

સરલા—એનાથી કેવી રીતે વખત મપાય?

તરલા—લો, હું તમને સમજાવું. આ લાકડાનુ ઘર છે. એની અદર આ કાચની સીસી છે. એ સીસીનો ઉપલો ભાગ ખાલી છે અને નીચલા ભાગમા રેતી છે. તમે આ સીસીને ઊંધી કરો. હવે શું થાય છે?



સરલા—ઉપલા ભાગમાંની રેતી નીચલા ભાગમા પડે છે.

તરલા—ઉપલા ભાગની બધી રેતીને પડી રહેતા ચોવીસ મિનિટ લાગશે આટલા વખતને આપણે ઘડી કહીએ છીએ.

સરલા—ભાભી! હવે હુ સમજી કે આ રેતીની સીસી વડે વખત કેવી રીતે મપાય છે, પણ આપણને આનો શો ખપ છે?

તરલા—હુ આ સીસી માસીજીને માટે લાવી છુ. એમને ઘડિયાળમા જોતા આવડતુ નથી. એથી બે ઘડીનુ સામાયિક કરવા માટે તેમણે એ મગાવી છે.

સરલા—આવી રેતીની સીસીથી બે ઘડી જેટલો વખત કેવી રીતે મપાય?

તરલા—ઉપલા ભાગમાથી રેતી નીચલા ભાગમાં પડી રહે એટલે આ રેતીની સીસીને ઊંધી કરવાથી ફરી રેતી નીચલા ભાગમા પડવા માડશે. બધી રેતીને પડી રહેતા બીજી એક ઘડી લાગશે. આ પ્રમાણે રેતીની સીસી વડે બે ઘડી જેટલો વખત પણ માપી શકાય છે. વધારે ઘડીઓ માપવી હોય તો પણ આ સીસી કામ લાગે આના વડે એકી વખતે એક ઘડી જેટલો વખત માપી શકાય છે તેથી આપણે આને ઘડી કહીએ છીએ બે ઘડી એકી વખતે મપાય એવી પણ રેતીની સીસીઓ મળે છે અને એને તો સામાયિક કરતા વચમા ફેરવવી પડતી નથી.

---

# અનુક્રમણિકા

## કિરણ ૯ મુ લોઢાવાણિયો

એક વેળા કેટલાક વેપારીઓ પૈસા કમાવા માટે પરદેશ જવા નીકળ્યા રસ્તે જતા લોઢાની એક ખાણ આવી બધાએ તેમાથી લોઢુ લીધું આગળ ચાલતા વેપારીઓની નજર તાબાની ખાણ ઉપર પડી. બધા વેપારીઓએ લોઢુ મૂકી દઇ તાબુ ઉપાડ્યુ, પરન્તુ તેઓમાના એક વાણિયાએ તો લોઢુ જ રાખી મૂક્યુ

થોડો વિસામો ખાઇ બધા આગળ વધ્યા તો રુપાની ખાણ તેમના જોવામા આવી બીજા બધા વેપારીઓએ તાબુ પડતુ મૂકી રુપુ લઇ લીધુ. આ વખતે પણ પેલા વાણિયાએ તો લોઢુ જ સવરી રાખ્યુ

આપણે આગળ જઇશુ તો તાબા અને રુપા કરતા પણ વધારે કિંમતી ધાતુની ખાણ હાથ લાગશે એમ ધારીને એ વેપારીઓએ મુસાફરી આગળ લબાવી પેલો વાણિયો પણ તેમની સાથે જ ચાલ્યો. વેપારીઓની ધારણા સાચી પડી તેઓ થોડેક દૂર ગયા એટલે સોનાની ખાણ આવી પેલા વેપારીઓએ રુપાને જતુ કરી સોનુ લઇ લીધુ, પરન્તુ પેલો વાણિયો તો લોઢાને જ વળગી રહ્યો

સોનુ વેચી પૈસા કરવાના ઇરાદાથી વેપારીઓ ત્યાથી ઉપડ્યા પેલો વાણિયો સાથે જ હતો થોડુંક ચાલતાં એક હીરાની ખાણ આવી એ જોતા વેપારીઓના આનદનો પાર રહ્યો નહિ તેમણે સોનુ પડતુ મૂકી હીરા ઉપાડ્યા

આ વખતે બધા વેપારીઓએ પેલા વાણિયાને બહુ બહુ સમજાવ્યો કે તુ પણ હીરા લઇ અમારા જેટલો જ પૈસાદાર બન, હજી કાઇ બગડી ગયુ નથી, પણ તે તો લોઢાને જ વળગી રહ્યો. એ ઉપરથી બધા વેપારીઓએ એનુ નામ લોઢાવાણિયો પાડ્યુ

થોડા વખતમા વેપારીઓએ હીરા વેચી ખૂબ પૈસો એકઠો કર્યો પછી તેઓ પોતાના નગરમા આવી સુખે રહેવા લાગ્યા પેલો લોઢાવાણિયો તો પહેલાની જેમ ગરીબ જ રહ્યો હવે વેપારીઓની સપત્તિ [illegible] એને થવા લાગ્યો કે મેં ખોટી જિદ ન કરી હોત તો આજે મારે [illegible] ન

## કિરણ ૧ લું. નવકાર મંત્ર

નમો અરિહંતાણું.

નમો સિદ્ધાણું.

નમો આયરિયાણું.

નમો ઉવજ્ઝાયાણું.

નમો લોએ સવ્વસાહૂણું.

એસો પંચનમુક્કારો

સવ્વપાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં

પઢમં હવઇ મંગલં.

આ નવ લીટીઓ છે. દરેક લીટી પદ કહેવાય છે. નવે પદો મળીને નવકાર મંત્ર થાય છે. એ સૌથી સરસ અને પવિત્ર મંત્ર છે. આપણે દરેકે એ મોઢે કરવો જોઇએ. સવારે પથારીમાંથી ઊઠતાં પહેલાં અને રાતે સૂતાં પહેલાં આપણે એ મંત્ર ત્રણ વાર તો ગણવો જ જોઇએ.

---

નવકાર મન્ત્રમાં કેટલા અક્ષરો છે?

એમા જોડાક્ષર કેટલા છે?

'નવકાર'માથી કયા બે અક્ષરો મળીને એક આકડો બને છે?

કયા બે અક્ષરો મળીને 'મરદ' એવો અર્થ થાય છે?

કયા બે અક્ષરો મળીને 'જંગલ' એવો અર્થ થાય છે?

કયા બે અક્ષરો મળીને 'શરીરનો એક ભાગ' એવો અર્થ થાય છે?

## કિરણ ૧૦ મું. પરીક્ષા

એક રાજા હતો. એ દિલનો ઘણો ઉદાર હતો. એ પ્રજાને પોતાનાં સંતાનની પેઠે ચાહતો પ્રજાને જરાએ દુઃખ ન પડે તેની એ પૂરેપૂરી કાળજી રાખતો.

એક દહાડો એ રાજાને ખબર પડી કે પાસેના દેશનો રાજા પોતાના દેશ ઉપર ચડી આવનાર છે આથી પોતાની પ્રજાને માથે સંકટ આવી પડશે એવો વિચાર આવતા તેને ચિંતા થવા લાગી એ જોઇને પ્રધાને કહ્યુ કે એમા ગભરાવાનુ કાંઇ કારણ નથી. આપણી પાસે પુષ્કળ પૈસો છે. આપણે જોતજોતામા લશ્કરમા ભરતી કરી શકશુ અને પ્રજાનો વાળ પણ વાકો થવા નહિ દઇએ.

રાજાને આ વાત ગળે ઉતરી એટલે પ્રધાને લશ્કરમા માણસો રાખવા માડ્યા.

આ વાતની ખબર પડતા કોઇક ગામમાથી કેટલાક લડવૈયાઓ ત્યાં આવ્યા એ બધામા સંપનુ તો નામે ન હતુ. સૌ કોઇ પોતપોતાને મોટો ગણતો. કોઇ કોઇને ગણકારતો ન હતો. તેમ છતા નોકરી મેળવવાના ઇરાદાથી તેઓ એક વાર એકઠા મળ્યા. પછી એકને આગળ કરી તેઓ પ્રધાનને મળ્યા.

પ્રધાન તો કોઇને પણ પરીક્ષા કર્યા વિના લશ્કરમા રાખતો નહિ. તેણે પેલા લડવૈયાઓને સૂવા માટે બધા વચ્ચે એક જ ખાટલો મોકલાવ્યો. એ જોઇને એક કહે કે હુ સૂઉં અને બીજો કહે કે હું સૂઉ એમ એ બધા માહોમાહે લડવા લાગ્યા. આખરે કોઇ પણ લડવૈયો ખાટલામા સૂતો નહિ. બધા ખાટલાને વચ્ચે મૂકી તે તરફ પગ રાખીને સૂતા

પ્રધાનના માણસોએ બીજે દહાડે સવારના આવીને આ બનાવ પ્રધાનને કહી સભળાવ્યો. પ્રધાનને લાગ્યું કે આવા લડવૈયાઓને લશ્કરમા રાખી ન શકાય. લશ્કરમા તો સપીલા માણસો કામ લાગે. આ લોકો તો એક રાત પણ સપીને રહી શક્યા નહિ. વળી એમાથી કોઇ પણ એક બીજાના હાથ નીચે કામ કરવા તૈયાર હોય એમ જણાતું નથી. એમ વિચારી તેણે પેલા લડવૈયાઓને કહાવ્યુ કે તમને નોકરીમા રાખી શકાય તેમ નથી.

---

## કિરણ ૨ જું પ્રાર્થના

(દોહરો)

ઓ ઇશ્વર ! તુજ શક્તિનો,
કહેતા ના'વે પાર,
જ્ઞાન, દયા ને સત્યનો,
અક્ષય તુ ભડાર. ૧

તુ દેવોનો દેવ છે,
તારા ગુણ અનત,
નામ રટણ તારુ કરે,
પામે દુઃખનો અત ૨

આ દુનિયામા તુજ વિના,
મારે નહિ આધાર,
નાથ ! નિરજન હુ તને,
વદુ વારંવાર ૩

નિર્મળ મન મારુ બને,
કરે ન પાપ પ્રવેશ,
તુજ આજ્ઞા હૈયે વસે,
માગુ એ પરમેશ ! ૪

---

## કિરણ ૧૧ મું સાપ ને સાહુડી



એક દહાડો એક સાપ પોતાના દર પાસે ફરતો હતો એવામા એની નજર ત્યા થઇને પસાર થતી એક સાહુડી ઉપર પડી તેને બેબાકળી જોઇને સાપે પૂછ્યુ કે સાહુડીબેન! તમે કેમ આટલા બધા ગભરાઇ ગયા છો?

સાહુડી—સાપભાઇ! ગત પડવા આવી છે ને મને માગ ઘરનો રસ્તો જડતો નથી, એથી હુ ગભરાઇ ગઇ છુ

સાપ—બેન! ફિકર ન કરો. આજની રાત મારે ત્યા રહો. સવારે હુ તમને મૂકવા આવીશ

સાહુડી—તમને તસ્દી કેમ અપાય?

સાપ—એમા તસ્દી શેની? તમારા જેવા બેનના આવવાથી મારુ દર પવિત્ર થશે મને કશી અગવડ પડે તેમ નથી.

આ સાભળીને સાહુડીએ હા પાડી એટલે સાપ દરમા ગયો ને સાહુડી પણ તેની પાછળ પાછળ ગઇ સાહુડીના અણીદાર સિસોળિયા સાપને ભોંકાવા

લાગ્યાં. તેનુ શરીર પણ થોડુંક છોલાયું, પરંતુ પરોણાને એક વાર બોલાવ્યા પછી તેમને કાઢી તો થોડા જ મૂકાય એવો વિચાર કરી સાપે મહામહેનતે રાત પૂરી કરી.

સવાર પડતાં સાહુડી જાગી. તેની નજર સાપ ઉપર પડતાં તે બોલી ઊઠી કે અરે, આ શુ થયું? તમારુ શરીર શાથી છોલાયુ? સાપે જવાબ આપ્યો કે તમારા સિસોળિયા લાગવાથી.

સાહુડી—ભાઇ! મારે લીધે તમને આટલું બધુ દુઃખ થયું તો પણ તમે મને કેમ ન જગાડી?

સાપ—એમાં શુ જગાડવા હતાં? એટલુ દુઃખ તો મારાથી સહન થઇ શકે તેમ હતું, પરતુ હવે હું કદાચ તમને મૂકવા નહિ આવી શકુ એ વિચાર મને સાલે છે.

સાહુડી—ભાઇ! તમારી પરોણાગતની તો હદ થઇ. આવી દશામાં પણ તમારે મને મૂકવા આવવુ છે, કેમ?

સાપ મૂગો રહ્યો. સાહુડીએ તેનો ખૂબ ઉપકાર માન્યો અને તે પોતાને ઘેર જવા ઉપડી. તે થોડેક દૂર ગઇ હશે એટલામાં તેને એક બીજી સાહુડી સામે મળી. તે તેને શોધવા જ નીકળી હતી જલદી પત્તો ખાઇ જવાથી તે રાજી થઇ અને સાહુડીઓ ચાલતી જાય અને એક બીજાને રાતની વાત કહેતી જાય. એમ કરતાં કરતા એ બને સહીસલામત ઘેર પહોંચી.

---

સાહુડી ક્યા રહે?

એના સિસોળિયા શા ખપમા આવે છે?

પરોણા સાથે કેવી રીતે વર્તવુ જોઇએ?

# કિરણ ૧૪ મું. રંગ

ચોમાસું બેસી ગયું હતુ વરસાદ રોજ પડતો હતો આજે ઉઘાડ હોવાથી નમતો પહોર થતાં ઘણાખરા લોકો ફરવા નીકળી પડ્યા હતા. અશોક એના બાપા કાંતિલાલ સાથે નદીકિનારે આવીને બેઠો હતો પવન ધીરે ધીરે વાતો હતો. આકાશમાં વાદળા આમથી તેમ જતાં હતા.

એવામાં એકાએક આકાશમાં મેઘધનુષ્ય થયું અશોક એ જોઇને રાજી ગજી થઇ ગયો. તે બોલી ઊઠ્યો કે બાપા! જુઓ, જુઓ, આકાશમાં તો રંગના પટા પડ્યા છે. એ સાંભળીને કાતિલાલે જવાબ આપ્યો કે ભાઇ! તારી વાત સાચી છે. આપણે આવા પટાને મેઘધનુષ્ય કહીએ છીએ કેટલાક લોકો એને ઇન્દ્રધનુષ્ય પણ કહે છે કોઇ કોઇ વાર તો આકાશમા એક સાથે બે મેઘધનુષ્ય પણ થાય છે. એ બેના રંગોનો ક્રમ એક બીજાથી ઉલટો હોય છે.

અશોક—એ જોવાની તો ઘણી ગમ્મત પડતી હશે, નહિ વારુ?

કાંતિલાલ—હા અશોક! જો, આ મેઘધનુષ્યમાં રગના સાત જુદા જુદા પટા જણાય છે. સૌથી ઉપરના પહેલા પટાનો રગ કંકુ જેવો રાતો છે. બીજા પટાનો રગ નારગી જેવો છે. એ રગનુ નામ પણ નારગી છે. ત્રીજા પટાનો રગ હળદર જેવો પીળો છે. ચોથાનો રગ ઝાડના તાજાં પાંદડા જેવો લીલો છે. પાંચમાનો રંગ આકાશના જેવો વાદળી છે. છઠ્ઠાનો રગ ગળીના જેવો નીલ છે સાતમાનો રંગ પાટલના જેવો છે. એ રગ જાબુડો આસમાની કહેવાય છે અશોક! આવા સાતે રગો ભીંત ઉપર પાડી શકાય.

અશોક—કેવી રીતે?

કાતિલાલ—તારી પાસે પેલો કાચનો ત્રણ પાસાવાળો હીરો છે એમાથી સૂર્યનાં કિરણો પસાર થઇ ભીંત ઉપર પડે એવી રીતે જો આપણે એને ધરીએ તો ભીંત ઉપર મેઘધનુષ્યની પેઠે સાતે રગો પડે. એ સાત રગોમાંથી લાલ, પીળો ને વાદળી એ ત્રણ મૂળ રગ ગણાય છે. બાકીના બધા મેળવણીથી થાય છે. સાતે રગો મેળવવાથી ધોળો રંગ થાય છે. આપણે સામાન્ય રીતે રંગ પાચ

## કિરણ ૧૨ મુ. બુદ્ધિની બલિહારી

કોઇ એક નગરમા એક રાજા રાજ્ય કરતો હતો તે હમેશા બુદ્ધિશાળી માણસોને પ્રધાન તરીકે રાખતો. અત્યાર સુધીમા જુદી જુદી યુક્તિઓ રચી તેણે ૪૯૯ બુદ્ધિશાળી માણસોને શોધી કાઢી પ્રધાન બનાવ્યા હતા. હવે તેનો વિચાર વડો પ્રધાન નીમવાનો થયો આથી તેણે એક નવી જ યુક્તિ રચી.

રાજમાર્ગમા એક મોટા હાથીને થાભલા સાથે બધાવી તેણે એવુ જાહેર કર્યું કે જે કોઇ આ હાથીનુ વજન કરી આપશે તેને વડો પ્રધાન બનાવવામા આવશે આ સાભળીને સૌએ પોતાની બુદ્ધિ દોડાવી, પરંતુ કોઇને હાથીનુ વજન કરવાનો ઉપાય સૂઝયો નહિ.



એક દિવસ એક મુસાફર ફરતો ફરતો એ નગરમા આવી ચડ્યો. તે ઘણો ચતુર હતો તેને આ વાતની ખબર પડતા તે પેલા હાથીને નદીને કાઠે લઇ ગયો ત્યા તેણે એ હાથીને એક વહાણ ઉપર ચડાવ્યો. હાથીના વજનને લીધે વહાણ પાણીમા વધારે ઊંડુ ગયુ એ ક્યા સુધી ઊંડુ ગયુ છે તે તેને જાણવુ હતુ આથી વહાણને ફરતુ જ્યા જ્યા પાણી અડકતુ હતુ ત્યા ત્યા તેણે એક નિશાની કરી લીધી પછી તેણે હાથીને વહાણમાથી ઉતરાવી લીધો

ગણાવીએ છીએઃ (૧) ધોળો, (૨) રાતો, (૩) પીળો, (૪) લીલો અને (૫) કાળો.

---

નીચેની ચીજોને તમે રંગ પ્રમાણે ગોઠવો –

રૂપુ સોનુ કોયલ લોઢુ પાકી કેરી
તાંબુ ઊગતો સૂરજ પિત્તળ તૂરિયુ કાચી કેરી
દૂધ બદામ કાજળ લોહી પોપટ
ચણાની દાળ રૂ મગ ચણોઠી કોલસો

| ધોળો | રાતો | પીળો | લીલો | કાળો |
|---|---|---|---|---|
| | | | | |
| | | | | |
| | | | | |
| | | | | |



વહાણમાંથી હાથીને ઉતારી લેતાં વહાણમાંનો બોજો ઓછો થયો. એથી એ વહાણ ઉપર આવ્યુ અને નિશાની કરેલા ભાગને પાણી ન અડકતાં એની નીચેના ભાગને પાણી અડક્યુ.



હવે તેણે વહાણમા પથરા ભરવા માંડ્યા. જેમ જેમ પથરા ભરતા ગયા તેમ તેમ વહાણ પાણીમાં વધારે ને વધારે ઊંડું ઉતરતુ ગયુ. વહાણ ઉપરથી હાથીને ઉતારતા પહેલા જે નિશાની કરી લીધી હતી ત્યા સુધી વહાણ ઊંડુ ગયુ એટલે તેણે પથરા ભરવા બંધ કર્યા. પછી તેણે એ પથરા બહાર કાઢીને તોળી જોયા.

હાથીને બેસાડવાથી વહાણ જેટલુ ઊંડુ ગયુ હતું તેટલુ જ ઊંડુ પથરા ભરવાથી તે ગયુ. એ ઉપરથી હાથીનું વજન એ પથરાના વજન જેટલુ જ હોવુ જોઇએ એમ તેણે નક્કી કર્યુ પછી તે રાજા પાસે ગયો અને તેણે હાથીનું વજન કેટલું છે તે કહ્યુ. રાજાને પહેલેથી બધી વાતની ખબર પડી ગઇ હતી એથી તેણે એને શાબાશી આપી અને વડો પ્રધાન બનાવ્યો.

---

હાથી તો શુ પણ એના કરતા પણ ભારી વસ્તુઓના વજન કરવા માટે હાલમા પાવડી કાટા (platform-balance) વપરાય છે

# કિરણ ૧૫ મું. રસ

આજે વિબોધની વરસગાઠ હોવાથી સગાંવહાલાને જમવા તેડ્યાં હતાં. શેકેલી લાપસીનું જમણ કરવાનું હતું. વિબોધનાં ફોઇ લાપસીમાં નાખવા માટે બદામ તૈયાર કરતાં હતાં. વિબોધ એ બદામ ચાખતો હતો. થોડીક બદામ ચાખ્યા પછી એક બદામ કડવી નીકળતાં એનું મો કટાણું થયું. તે જોઇને એનાં ફોઇએ એને પૂછ્યું કે કેમ ભાઇ! બદામ કડવી છે કે શું? વિબોધે હા પાડી. એ ઉપરથી એનાં ફોઇએ એને કહ્યુ કે તું બહાર જા ને એ બદામ થૂંકી આવ. પછી હું તને સાકર આપું તે ખાજે. વિબોધ એ થૂંકી આવ્યો એટલે તેમણે એને સાકર આપી. વિબોધ એ સાકર ખાતો હતો એવામાં એની બેન મનોરમા ત્યાં આવી ચડી. તેણે એને પૂછ્યું કે ભાઇ! તારા મોંમા શું છે?

વિબોધ—સાકર.

મનોરમા—વિબોધ! એનો સ્વાદ કેવો લાગે છે?

વિબોધ—ગળ્યો.

મનોરમા—વિબોધ! બીજી કઇ કઇ ગળી ચીજો તારા ખાવામાં આવી છે?

વિબોધ—શેરડી, ગોળ અને કેરી.

મનોરમા—ભાઇ! એ તો તું જાણે છે ને કે કેરી બરાબર પાકેલી હોય તો તે મીઠી લાગે, નહિ તો તે ખાટી લાગે?

વિબોધે હા પાડી. મનોરમાએ તેને પૂછ્યું કે તને કોઇ મીઠું ખાવા આપે તો?

વિબોધ—મોટી બેન! એવી ખારી ચીજ મને ન ભાવે.

મનોરમા—મરચાનો સ્વાદ કેવો હોય છે?

વિબોધ—તીખો.

મનોરમા—ભાઇ! તને કયા કયા સ્વાદની ખબર છે?

વિબોધ—કડવો, ગળ્યો, ખાટો, ખારો અને તીખો.

મનોરમા—આ પાંચ જાતના સ્વાદ ઉપરાત એક છઠી જાતનો પણ સ્વાદ છે.

## કિરણ ૧૩ મુ મારો ધંધો

(૧)

ઊઠી પરોઢીએ સભારુ નાથ,
માતાપિતાને જોડુ બે હાથ
કસરત, દાતણ ને દૂધ કેરુ પાન,
કરુ શરીરને ચોળીને સ્નાન

(૨)

માતાની શીખ ને પિતાની આણ,
માથે ચડાવુ માની પ્રમાણ
કરુ હુ પાઠ મારા લાવી ઉમગ,
શાળામા જઉં જમી મિત્રોની સગ

(૩)

આપે ગુરુજી મને પ્રીતેથી જ્ઞાન,
શીખુ હુ પાઠ નવા રાખીને ધ્યાન
કકાસ, કપટ નહિ કરુ હુ લેશ,
સપીને રહુ સહુ સાથે હમેશ

(૪)

છૂટી શાળાથી આવુ હુ ઘેર,
વાળુ કરુ ને રમુ રગભેર
રાતે માજી પાસ સાભળુ હુ વાત,
સભારી ઈશને પોઢુ નિરાત

---

વિબોધ—તે ક્યો?

મનોરમા—તૂરો

વિબોધ—બેન! મને કોઇ તૂરી ચીજનુ નામ તમે કહેશો?

મનોરમા—હા હરડે.

વિબોધ—હરડે તો મને જરા પણ ભાવતી નથી

મનોરમા—આજે તારે એ ક્યા ખાવાની છે? આજે તો તારે લાપસી ખાવાની છે. કેમ, મજા પડશેને?

વિબોધ—હા, હા

મનોરમા—કોઇ પણ ચીજનો સ્વાદ શા વડે પરખાય?

વિબોધ—જીભ વડે

મનોરમા—શાસ્ત્રોમા સ્વાદને રસ કહેવામા આવ્યો છે એમા મોટે ભાગે ખારા સ્વાદને જુદા રસ તરીકે ગણાવેલો નથી એથી એમા રસની પાચ જાતો બતાવેલી છે

---

નીચેની દરેક ચીજને તેના રસ પ્રમાણે ખાનામા લખો—

| ખારેક | કેળુ | કારેલુ | કોકમ | લવગ |
|---|---|---|---|---|
| લીંબડો | અળિયો | કાચો | મેથી | મરી |
| તજ | લીંબુ | આબલી | ખજૂર | ગોટલી |
| દહીં | મધ | ફટકડી | સૂઠ | કાચુ કોઠ |

| ગળ્યો | તીખો | તૂરો | ખાટો | કડવો |
|---|---|---|---|---|
| | | | | |

# કિરણ ૧૬ મું કાઢો રે કાઢો



ગનુને કંઇ ધંધો ન હતો. તે ખાઇ પીને લહેર કરતો. રોજ તેને કંઇ નહિ ને કંઇ ટીખળ કરવાનુ મન થતું. એક વેળા એક મોટા તળાવ પાસે જઇને તેણે તેમા એક નાળિયેર નાખ્યુ. નાળિયેર તરતુ તરતુ ધીરે ધીરે આગળ ચાલ્યુ. એ જોઇને તે મોટેથી બૂમ પાડવા લાગ્યો કે કાઢો રે કાઢો, આ મારો નાનો ભાઇ તણાઇ જાય છે. કેટલાક લોકો તેની બૂમ સાભળી ત્યાં દોડી આવ્યા. એક જણ તળાવમાં કૂદી પડ્યો. ગનુએ તેને પેલું નાળિયેર તણાતુ હતુ તે બતાવ્યું. પેલો માણસ તરતો તરતો ત્યા ગયો. તેણે જોયુ તો એ નાળિયેર હતુ. ગનુએ તરત જ હસવા માંડ્યું. આથી પેલો માણસ ઝંખવાણો પડી ગયો કાઠા પરના લોકોએ ગનુને ખોટી બૂમ પાડવા માટે ઠપકો આપ્યો, પણ એ ભાઇ એના એ.

થોડાક દિવસ ગયા ને ગનુએ ફરીથી ખોટી બૂમરાણ મચાવી મૂકી. આ વખતે તેણે એક કાળી માટલી તળાવમાં નાખી હતી એક ભાઇએ તળાવમા પડી તે કાઢી. તેના હાથમા માટલી આવતાં જ ગનુ બોલી ઊઠ્યોઃ કેમ, કેવા બન્યા? એ બિચારો શરમિંદો પડી ગયો.

## કિરણ ૧૩ મું મારો ધંધો

(૧)

ઊઠી પરોઢીએ સભારુ નાથ,
માતાપિતાને જોડુ બે હાથ
કસરત, દાતણ ને દૂધ કેરુ પાન,
કરુ શરીરને ચોળીને સ્નાન

(૨)

માતાની શીખ ને પિતાની આણ,
માથે ચડાવુ માની પ્રમાણ
કરુ હુ પાઠ મારા લાવી ઉમગ,
શાળામા જાઉં જમી મિત્રોની સગ.

(૩)

આપે ગુરુજી મને પ્રીતેથી જ્ઞાન,
શીખુ હુ પાઠ નવા રાખીને ધ્યાન
કકાસ, કપટ નહિ કરુ હુ લેશ,
સપીને રહુ સહુ સાથે હમેશ

(૪)

છૂટી શાળાથી આવુ હુ ઘેર,
વાળુ કરુ ને રમુ રગભેર
રાતે માજી પાસ સાભળુ હુ વાત,
સભારી ઈશને પોઢુ નિરાત

ચારેક દિવસ પછી ગનુ તેના નાના ભાઇ રમુને એ તળાવ બતાવવા લઇ આવ્યો. રમુ દોડતો દોડતો છેક તળાવ પાસે ગયો એકાએક એનો પગ લપસ્યો ને એ તળાવમા પડ્યો. આ ફેરી ગનુનો જીવ ઉડી ગયો તેણે મદદ મેળવવા માટે પુષ્કળ બૂમાબૂમ કરી, પરંતુ તેણે બે વાર લોકોને ઠગ્યા હતા તેથી આ વખતે કોઇએ તેની વાત સાચી માની નહિ. લોકોને લાગ્યું કે આ તો આપણી મશ્કરી કરે છે.

ગનુ પોકેપોક મૂકીને રડવા લાગ્યો, પરંતુ કોઇ ત્યા આવ્યુ નહિ અને એના ભાઇને બચાવ્યો નહિ. થોડા વખત પછી રમુના મરણની વાત બધે ફેલાઇ ગઇ ત્યારે જ બધા લોકોને ખાતરી થઇ કે આ ફેરી તો ગનુની વાત ખોટી હતી આવો કરુણ બનાવ બન્યા પછી ગનુની અક્કલ ઠેકાણે આવી અને તે દિવસથી એણે ટીખળ કરવાનુ છોડી દીધુ

---

## કિરણ ૧૪ મું રંગ

ચોમાસું બેસી ગયુ હતું વરસાદ રોજ પડતો હતો. આજે ઉઘાડ હોવાથી નમતો પહોર થતા ઘણાખરા લોકો ફરવા નીકળી પડ્યા હતા. અશોક એના બાપા કાંતિલાલ સાથે નદીકિનારે આવીને બેઠો હતો પવન ધીરે ધીરે વાતો હતો. આકાશમા વાદળા આમથી તેમ જતાં હતા.

એવામા એકાએક આકાશમાં મેઘધનુષ્ય થયુ. અશોક એ જોઇને રાજી રાજી થઇ ગયો. તે બોલી ઊઠ્યો કે બાપા! જુઓ, જુઓ, આકાશમાં તો રગના પટા પડ્યા છે એ સાંભળીને કાતિલાલે જવાબ આપ્યો કે ભાઇ! તારી વાત સાચી છે. આપણે આવા પટાને મેઘધનુષ્ય કહીએ છીએ કેટલાક લોકો એને ઇન્દ્રધનુષ્ય પણ કહે છે કોઇ કોઇ વાર તો આકાશમાં એક સાથે બે મેઘધનુષ્ય પણ થાય છે. એ બેના રંગોનો ક્રમ એક બીજાથી ઉલટો હોય છે.

અશોક—એ જોવાની તો ઘણી ગમ્મત પડતી હશે, નહિ વારુ?

કાતિલાલ—હા. અશોક! જો, આ મેઘધનુષ્યમાં રગના સાત જુદા જુદા પટા જણાય છે. સૌથી ઉપરના પહેલા પટાનો રંગ કંકુ જેવો રાતો છે. બીજા પટાનો રંગ નારંગી જેવો છે. એ રગનુ નામ પણ નારગી છે. ત્રીજા પટાનો રગ હળદર જેવો પીળો છે. ચોથાનો રગ ઝાડના તાજા પાંદડા જેવો લીલો છે. પાચમાનો રગ આકાશના જેવો વાદળી છે. છઠ્ઠાનો રગ ગળીના જેવો નીલ છે સાતમાનો રગ પાટલના જેવો છે. એ રગ જાબુડો આસમાની કહેવાય છે અશોક! આવા સાતે રંગો ભીંત ઉપર પાડી શકાય.

અશોક—કેવી રીતે?

કાતિલાલ—તારી પાસે પેલો કાચનો ત્રણ પાસાવાળો હીરો છે એમાથી સૂર્યનાં કિરણો પસાર થઇ ભીંત ઉપર પડે એવી રીતે જો આપણે એને ધરીએ તો ભીંત ઉપર મેઘધનુષ્યની પેઠે સાતે રગો પડે. એ સાત રગોમાથી લાલ, પીળો ને વાદળી એ ત્રણ મૂળ રગ ગણાય છે. બાકીના બધા મેળવણીથી થાય છે. સાતે રગો મેળવવાથી ધોળો રગ થાય છે. આપણે સામાન્ય રીતે રંગ પાંચ

# કિરણ ૧૭ મુ. સ્પર્શ

ગુલાબચદ એક માયાળુ અને અનુભવી શિક્ષક હતા. તેમને નવું નવુ શીખવવાનો ઘણો શોખ હતો. તેઓ શીખવવા આવતા ત્યારે વિદ્યાર્થીઓને ખૂબ આનંદ થતો

એક દિવસ તેઓ રુ, વાદળી, લખોટો વગેરે ચીજો લઇને વર્ગમા આવ્યા. તેમને જોઇને વિદ્યાર્થીઓને લાગ્યું કે આજે પણ ગુરુજી આપણને કઇક નવું શીખવશે અને એમાં જરુર મજા પડશે. વિદ્યાર્થીઓને શાંત બેઠેલા જોઇ ગુલાબ-ચંદે વિપિનને કહ્યું કે તું આ લખોટો લે અને એને દબાવી જો.

વિપિન—ગુરુજી! એ દબાતો નથી.

શિક્ષક—વારુ, હવે તું આ રુ લે. જો, એ દબાવી શકાય છે કે નહિ?

વિપિન—હા, જી. એ તો દબાવી શકાય છે.

શિક્ષક—એનું શુ કારણ?

વિપિન—રુ લખોટાની પેઠે કઠણ નથી, પણ પોચુ છે, તેથી એ દબાવી શકાય છે.

શિક્ષક—છોકરાંઓ! જે ચીજો હાથેથી દબાવી શકાય તે કેવી કહેવાય?

છોકરાઓ—પોચી.

શિક્ષક—અને જે ન દબાવી શકાય તે?

છોકરાંઓ—કઠણ.

શિક્ષક—રુ, વાદળી, રબરનો દડો વગેરે પોચી ચીજો છે. લખોટો, લાકડુ, લોઢું વગેરે કઠણ ચીજો છે. સુરેશ! તું આમ આવીને આ ગુંદરની સીસીમાં આગળી બોળ ને પછી એ આંગળી બહાર કાઢ.

સુરેશે તેમ કર્યુ એટલે શિક્ષકે પૂછ્યુ કે જોઉ, તારી આગળીએ શુ થયું?

સુરેશ—ગુરુજી! મારી આંગળીએ થોડોક ગુંદર ચોંટી ગયો.

શિક્ષક—ગુંદર ચીકણો છે એટલે તે તારી આંગળીએ ચોટી ગયો. યોગીશ! તું ચીકણી ચીજોનાં નામ ગણાવીશ?

યોગીશ—હા, જી. શાહી, દીવેલ, તેલ અને ઘી.

શિક્ષક—પ્રભા! આપણે કેવી ચીજોને લૂખી કહીએ છીએ?

પ્રભા—જેમા ભીનાશ ને ચીકાશ ન હોય તેવી ચીજને.

ગડબડદાસ—ગુરુજી! ઘઉં, મગ અને બાજરી લૂખા ગણાયને?

ગુરુજી—હા. તારી વાત સાચી છે, પરન્તુ તુ આમ વચમા બોલી ઊઠે તે સારુ ન કહેવાય છોકરાઓ! આપણે નરમ, કઠણ, ચીકણો અને લૂખો એમ ચાર જાતના સ્પર્શ ગણાવી ગયા. આ ઉપરાત હલકો, ભારે, ટાઢો અને ઊનો એમ પણ ચાર જાતના સ્પર્શ છે. કિશોર! કોઇ ચીજ ટાઢી છે કે ઊની તે કેવી રીતે જણાય?

કિશોર—હાથ વડે અડકવાથી

શિક્ષક—અને કોઇ ચીજ હલકી છે કે ભારે તે કેવી રીતે જાણી શકાય?

કિશોર—એ ઊંચકી જોવાથી

---

પ્રશ્નો

બધા મળીને સ્પર્શ કેટલા છે?

દરેક સ્પર્શનુ નામ શુ છે?

સ્પર્શ શા વડે જાણી શકાય?

# કિરણ ૧૪ મું. રંગ

ચોમાસું બેસી ગયું હતુ વરસાદ રોજ પડતો હતો આજે ઉઘાડ હોવાથી નમતો પહોર થતાં ઘણાખરા લોકો ફરવા નીકળી પડ્યા હતા. અશોક એના બાપા કાંતિલાલ સાથે નદીકિનારે આવીને બેઠો હતો પવન ધીરે ધીરે વાતો હતો. આકાશમા વાદળાં આમથી તેમ જતાં હતા.

એવામાં એકાએક આકાશમાં મેઘધનુષ્ય થયું. અશોક એ જોઇને રાજી રાજી થઇ ગયો. તે બોલી ઊઠ્યો કે બાપા! જુઓ, જુઓ, આકાશમા તો રંગના પટા પડ્યા છે. એ સાભળીને કાંતિલાલે જવાબ આપ્યો કે ભાઇ! તારી વાત સાચી છે. આપણે આવા પટાને મેઘધનુષ્ય કહીએ છીએ કેટલાક લોકો એને ઇન્દ્રધનુષ્ય પણ કહે છે કોઇ કોઇ વાર તો આકાશમાં એક સાથે બે મેઘધનુષ્ય પણ થાય છે. એ બેના રંગોનો ક્રમ એક બીજાથી ઉલટો હોય છે.

અશોક—એ જોવાની તો ઘણી ગમ્મત પડતી હશે, નહિ વારુ?

કાતિલાલ—હા અશોક! જો, આ મેઘધનુષ્યમા રગના સાત જુદા જુદા પટા જણાય છે. સૌથી ઉપરના પહેલા પટાનો રંગ કકુ જેવો રાતો છે. બીજા પટાનો રગ નારંગી જેવો છે. એ રગનું નામ પણ નારગી છે. ત્રીજા પટાનો રગ હળદર જેવો પીળો છે. ચોથાનો રંગ ઝાડનાં તાજાં પાંદડાં જેવો લીલો છે. પાંચમાનો રંગ આકાશના જેવો વાદળી છે. છઠ્ઠાનો રગ ગળીના જેવો નીલ છે સાતમાનો રગ પાટલના જેવો છે. એ રગ જાંબુડો આસમાની કહેવાય છે. અશોક! આવા સાતે રગો ભીંત ઉપર પાડી શકાય

અશોક—કેવી રીતે?

કાતિલાલ—તારી પાસે પેલો કાચનો ત્રણ પાસાવાળો હીરો છે એમાંથી સૂર્યનાં કિરણો પસાર થઇ ભીંત ઉપર પડે એવી રીતે જો આપણે એને ધરીએ તો ભીંત ઉપર મેઘધનુષ્યની પેઠે સાતે રગો પડે. એ સાત રગોમાથી લાલ, પીળો ને વાદળી એ ત્રણ મૂળ રગ ગણાય છે. બાકીના બધા મેળવણીથી થાય છે. સાતે રગો મેળવવાથી ધોળો રંગ થાય છે. આપણે સામાન્ય રીતે રગ પાચ

# કિરણ ૧૮ મું. ગંધ

એક દહાડો સોમચદ શેઠ બજારમા જવા નીકળ્યા. એ જોઇ તેમનો ભાણેજ કિરીટ તેમની સાથે જવા તૈયાર થયો. એને ના ન પડતા તેમણે એને સાથે લીધો. રસ્તે ચાલતાં કિરીટે પૂછ્યું કે મામા! આપણે ક્યાં જઇએ છીએ?

સોમચંદ—માળીની દુકાને.

કિરીટ—મામા! ત્યાં શું કામ છે?

સોમચંદ—એની દુકાનેથી ફૂલો લેવા છે.

કિરીટ—આપણે એ ફૂલોને શુ કરશુ?

સોમચદ—પ્રભુને ચડાવશું અને થોડાક તારી બેનને આપશું

કિરીટ—બેનને ફૂલની શી જરુર છે?

સોમચંદ—એને વેણી ગૂંથવી છે કિરીટ! તુ જોઇને ચાલ. આ સામે એઠવાડ પડ્યો છે. એમાંથી કેવી ખરાબ વાસ આવે છે! આવી વાસથી હવા બગડે અને લોકો માંદા પડે. ઘરના ચોકડી અને ખાળ બરાબર સાફ રાખવામા ન આવે તો તેમાંથી પણ ખરાબ વાસ આવે અને ઘરની હવા બગડે. એ હવા ચોક્ખી રહે તે માટે આપણે ચોકડી ને ખાળ ખૂબ વસીને ધોવા જોઇએ. વળી અવારનવાર ધૂપ પણ કરવો જોઇએ.

કિરીટ—મામા! હવે પહેલા કરતાં ખરાબ વાસ ઓછી આવે છે.

આ પ્રમાણે વાતો કરતાં કરતા મામાભાણેજ થોડુંક ચાલ્યા એટલે તેઓ માળીઓની દુકાનો પાસે આવી પહોચ્યા. ત્યા ફૂલો મઘમઘી રહ્યા હતાં. એ ઉપરથી સોમચદે એના ભાણેજને કહ્યુ કે કિરીટ! જો, અહીં ચોમેરથી કેવી સુગંધ આવે છે!

કિરીટ—સુગંધ એટલે શું?

સોમચંદ—હું એ તને સમજાવુ. ગંધનો અર્થ વાસ થાય છે એ બે જાતની હોય છેઃ એક સારી અને બીજી નઠારી. તેમા સારી વાસને આપણે સુગંધ કહીએ છીએ અને નઠારી વાસને દુર્ગંધ કહીએ છીએ.



જો, આ આપણા માળીની દુકાન આવી એણે બધી ચીજો કેવી સરસ રીતે ગોઠવેલી છે! આ કેવા સુંદર હાર લટકે છે! આ છાબડીમાં કલગી છે એની જોડેની છાબમાં ગજરા છે. પેલો લીલા રંગનો ડમરો છે. પેલી ટોપલીમાં જુદી જુદી જાતના ફૂલો છે આ ગુલાબી રંગના ગુલાબના ફૂલ છે એની વાસ વણી સારી આવે છે આ મોગરાના ફૂલ છે એ સફેદ ફૂલ નાના છે તો પણ એ સુગંધી છે પેલી પીળા રંગની નાની નાની પાંદડીવાળી દાવદી છે. તને આ બધા ફૂલોમાંથી જે ગમે તે આપણે ખરીદીએ

કિરીટ—મને તો આમાંથી ગુલાબ અને મોગરાના ફૂલ બહુ ગમે છે.

સોમચંદ—વારુ, આપણે એ ખરીદીએ

---

# કિરણ ૧૯ મું. કાગડો ને શિયાળ



એક હતો કાગડો. એક દહાડો એ કોઇ ઠેકાણેથી ઘેબર ઉપાડી લાવ્યો. તે ખાવાને સારુ એ એક ઝાડ પર જઇ બેઠો. એવામાં ત્યાં એક શિયાળ આવી પહોચ્યું. તેની નજર કાગડા ઉપર પડી એની ચાંચમાં ઘેબર જોઇને શિયાળના મોંમા પાણી છૂટ્યું. એ પડાવી લેવાનું તેને મન થયુ એથી તેણે એક યુક્તિ શોધી કાઢી. તે કાગડાની બરાબર સામે આવીને બેઠું અને બોલ્યું કે ઓહો! કાગડાભાઇ! તમને તો હુ આજે કેટલાએ દિવસથી યાદ કરુ છુ. આવો, આવો, ઘણે દહાડે તમારા દર્શન થયા.

કાગડો તાકી તાકીને જોઇ રહ્યો. એની ચાંચમાં ઘેબર હતું એટલે તે શી રીતે બોલે? શિયાળે તો વાત કરવી ચાલુ જ રાખી તે કહેવા લાગ્યુ કે કાગડા ભાઇ! તમે કેમ આટલા દિવસ દેખાતા ન હતા? શુ કોઇ ગામ ગયા હતા? કાગડો તો ચૂપ જ રહ્યો.

શિયાળ—કાગડાભાઇ! આ તમારો ગળિયામણો રગ મને બહુ ગમે છે. વાહ! તમારુ રૂપ પણ કેવુ સુદર છે!

નથી? તાપસે ચેલાઓને બધી હકીકત કહી. એ સાંભળીને ચેલાઓએ કહ્યું કે અમને પણ એ લાડવા ખવડાવો.

એ ઉપરથી એક દિવસ તાપસે કામધેનુને કહ્યુ કે હું મારા ચેલાઓને લાડવા ખવાડી શકું એવો ઉપાય તુ બતાવ. કામધેનુએ કહ્યું કે તુ મારા પૂછડાને વળગજે. પછી તારા પગને તારો કોઇ ચેલો વળગે. એના પગને બીજો કોઇ ચેલો વળગે. એ પ્રમાણે એ બધા એકબીજાના પગે વળગીને ભલે મારા મહેલમા આવે ને લાડવા ઉડાવે.



એ સાભળીને તાપસે પોતાના ચેલાઓને બોલાવ્યા અને બધી વાત કહી. લાડવાનું નામ સાંભળી ચેલાઓના મોમા પાણી છૂટ્યુ. તેમણે સ્વર્ગમા જવાની તૈયારી કરી. રાત પડતાં પેલો તાપસ અને તેના ચેલાઓ બાગમાં એકઠા થયા. એવામાં કામધેનુ ત્યાં આવી. પેલા ચેલાઓ તેને પૂછડે વળગવા દોડ્યા, પરતુ તાપસે તેમને શુ કરવું તે સમજાવી પોતે ગાયને પૂછડે વળગ્યો એના પગે એનો એક ચેલો વળગ્યો. એને પગે બીજો ચેલો વળગ્યો. એમ બધા ચેલાઓ એક બીજાને પગે વળગ્યા એટલે ગાય ઉડી અને તેની સાથે બધા ઉડ્યા.

આમ આકાશને માર્ગે થઇને બધાં જતાં હતાં તેવામાં પહેલા ચેલાએ તાપસને પૂછ્યુ કે ગુરુજી! તમે અમને કેવડા મોટા લાડવા ખાવા લઇ જાઓ છો? એના જવાબમાં ગુરુએ હાથ પહોળા કર્યા અને કહ્યુ કે આવડા મોટા. એ તાપસના હાથ પહોળા થતા જ એ અને એના બધા ચેલા નીચે પડ્યા અને તેમને ઘણી ઇજા થઇ. લાડવા તો લાડવાને ઠેકાણે રહી

એ સાંભળીને કાગડાએ પાખ ફફડાવી પછી તે નીચેની ડાળી ઉપર આવીને બેઠો એટલે શિયાળ બોલી ઊઠ્યુ કે તમારી ચાલનાં શાં વખાણ કરુ? હસ પણ તમારી આગળ તો હારી જાય

કાગડાનુ ગળું ઊંચુ નીચુ થવા લાગ્યુ, પરતુ એકે શબ્દ બહાર આવ્યો નહિ.

શિયાળ હવે વધારે પાસે આવ્યું અને કહેવા લાગ્યુ કે કાગડાભાઇ! અહીં કાલે સગીતનો જલસો હતો. તમે હાજર હોત તો કેવી મજા પડત? તમને બધાએ ખૂબ યાદ કર્યા તમારા જેવા ગાનારા નહિ હોવાથી છેવટ સુધી બરાબર રગ ન જામ્યો, તે ન જ જામ્યો. હુ તો તમને હરવડી યાદ કરતો હતો

કાગડો હવે જરા મનમા ફૂલાયો અને ડાળ ઉપર આમથી તેમ નાચવા લાગ્યો શિયાળે તેના વધારે વખાણ કરવા માડ્યા. તે બોલ્યુ કે ખરેખર કાગડાભાઇ! મોરને પણ આવુ નાચતા આવડતુ નથી. તમે તો કોઇ અજબ જ રીતે નાચો છો

આ સાભળીને કાગડાભાઇનુ મોં મલકાયુ શિયાળને થયુ કે હવે આ કાગડાને બનાવતા વાર નહિ લાગે તેણે કહ્યુ. કાગડાભાઇ! તે દિવસ મેં તમને મીઠા અવાજે ગાતા સાભળ્યા ત્યારે મને ખાતરી થઇ ગઇ કે કોયલ, ચડોળ ને બુલબુલ પણ તમારી આગળ પાણી ભરે. કાગડાભાઇ! હુ તમને કેટલા બધા ચાહુ છુ એ તો તમે જાણો જ છોને? તો પછી તમે મને આટલે દિવસે મળો અને મધુરુ સગીત ન સભળાવો તે ઠીક કહેવાય? ચાલો, હવે એકાદેક ગીત તો જરુર ગાઓ અને મને આનદ પમાડો.

આ સાભળીને કાગડાએ ટટાર થઇ ચાચ પહોળી કરી અને ગાવાનુ શરૂ કર્યું એ કા, કા બોલ્યો એટલે તરત જ એની ચાચમાથી ઘેબર નીચે ભોંય પર પડી ગયુ તે ઝડપથી લઇને શિયાળ ચાલતુ થયુ એ જોઇને કાગડાને ભાન આવ્યુ કે શિયાળ મારા ખોટા વખાણ કરી મને બનાવી ગયુ

## કિરણ ૨૫ મું. આ તે રમત?

એક વેળા ધનુ, નાનુ અને બટુને ગામને પાદરે રમવા જવાનું મન થયું. તેઓ ગામની બહાર આવ્યા ત્યારે તેમની નજર ત્યા ઉગેલા આંબાના ઝાડ ઉપર પડી એ ઝાડ ઉપર મોંમા પાણી છૂટે એવી પુષ્કળ કેરીઓ હતી. એ જોઇ ત્રણે છોકરાઓને તે ખાવાનુ મન થયુ.

બટુ—ચાલો, આપણે આ ઝાડ ઉપર ચઢી કેરીઓ તોડી લઇએ.

નાનુ—ના, ભાઇ! એમા કઇ મજા નહિ પડે. આપણે રમત રમવા આવ્યા છીએ, નહિ કે કેરી ખાવા, તો પછી પત્થર મારીને કેરી પાડીએ તો કેમ?

ધનુ—નાનુ! મને તારુ કહેવુ ઠીક લાગે છે ઝાડ ઉપર ચડેલા હોઇશુ તો એનો માલિક આવતા નાસવુ અઘરુ થઇ પડશે, અને જો અહીં નીચે ઊભા રહીને પથરા મારી કેરી પાડતા હોઇશુ તો કોઇ આવતુ જતુ દેખાશે અને નાસવું હશે તો વાર નહિ લાગે

બટુએ આ વાત કબૂલ કરી એટલે ત્રણે જણ પથરા મારીને કેરી પાડવા લાગ્યા



# કિરણ ૨૦ મું તિથિઓ

આપણા માથા ઉપર આકાશ છે. એમા સૂરજ, ચદ્ર અને તારાઓ છે. સૂરજ થાળી જેવડો ગોળ દેખાય છે. એ સવારે ઉગે છે અને સાન્જે આથમે છે. બપોરે તે માથા ઉપર આવે છે. સૂરજ હોય ત્યા સુધીનો વખત દહાડો ગણાય છે, અને તે આથમીને ફરીથી ઉગે ત્યા સુધીનો વખત રાત ગણાય છે.

ચદ્ર રાતે ઉગે છે અને દહાડે આથમે છે. એ ઉગ્યો હોય ત્યારે રાત અજવાળી લાગે છે કોઇ કોઇ વાર તે દહાડે પણ દેખાય છે, પરતુ તે વેળા તે ઝાખો જણાય છે. કોઇ સાજે તે કામઠા જેવો પાતળો ને વળેલો હોય છે. પછી તે રોજ મોટો થતો જાય છે. છેવટે તે થાળી જેવડો ગોળ દેખાય છે. આપણે એ દહાડાને પૂનમ કહીએ છીએ. ત્યાર પછી એ રોજ નાનો થતો જાય છે. છેવટે એક દહાડો એ બિલકુલ દેખાતો નથી. આપણે એ દહાડાને અમાસ કહીએ છીએ.

એક સવારથી બીજી સવાર સુધીનો વખત દિવસ કહેવાય છે. સાત દિવસનું એક અઠવાડિયું ગણાય છે. એ દરેક દિવસને વાર કહેવામાં આવે છે. દરેક વારનું જુદું જુદું નામ છે. જેમકે રવિવાર, સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરુવાર, શુક્રવાર અને શનિવાર. જેમ ચકડોળ ફરતા તેમા બેઠેલા માણસો એકની પાછળ એક આવતા જાય છે તેમ આ સાતે વારો વારાફરતી આવ્યા કરે છે.

પંદર દિવસનું એક પખવાડિયુ ગણાય છે. જે પખવાડિયામાં ચદ્ર દરરોજ મોટો થતો જાય છે તેને સુદ અથવા અજવાળિયું કહેવામાં આવે છે પૂનમ એ સુદ પખવાડિયાનો છેલ્લો દિવસ છે. જે પખવાડિયામા ચંદ્ર દરરોજ નાનો થતો જાય છે તેને વદ અથવા અધારિયું કહેવામા આવે છે અમાસ એ વદ પખવાડિયાનો છેલ્લો દિવસ છે.

સુદ અને વદ એ બંને પખવાડિયાના દરેક દિવસને તિથિ કહેવામા આવે છે સુદ તેમજ વદ પખવાડિયાની શરૂઆતની ચૌદ તિથિનાં નામ તો એક જ છે ફક્ત એની પદરમી તિથિના નામ જુદા છે. જે ચૌદ તિથિના નામ સરખા છે

આ આંબાના ઝાડ ઉપર કાગડાઓના માળા હતા. તેમા તેમનાં નાના નાના બચ્ચાં હતાં. પથરા ધડાધડ પડવાથી એ બચ્ચાઓ ગભરાઇ ગયા. થોડી વાર તો કાગડાઓ કંઇ બોલ્યા નહિ, પરંતુ એક બચ્ચાને ઇજા થતા તેમની ધીરજ ખૂટી ગઇ. તેઓ કા, કા કરવા લાગ્યા. એક વરડો કાગડો માળામાંથી બહાર આવી છોકરાઓને કહેવા લાગ્યો કે ભાઇઓ! તમે પથરા મારી અમને નાહક કેમ સતાવો છો?

એ સાંભળીને ધનુ બોલ્યો કે અમારો ઇરાદો તમને સતાવવાનો નથી. અમે તો આ રમત રમીએ છીએ.

કાગડાએ કહ્યુઃ તમારે મન તો આ રમત છે, પરતુ અમારો તો જાન જાય છે. હુ પોતે આંધળો થતો બચી ગયો. મારુ એક બચ્ચું લૂલું થઇ ગયું. આ તે રમત? તમારે રમત રમવી હોય તો તેની હું ના પાડતો નથી, પણ સામાને નુકસાન થાય એવી રમત ડાહ્યા છોકરા કદી ન જ રમે.

એ ઉપરથી નાનુ બોલ્યો કે ભાઇઓ! આ કાગડો ખરું કહે છે. આપણે આ રમત બંધ કરીએ અને ઘેર જઇએ.

બટુ—કાગડાભાઇ! તમે સુખેથી તમારા માળામાં પધારો લો, અમે જઇએ છીએ. હવેથી તમને હેરાન નહિ કરીએ.

---

તેને પડવો, બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ, આઠમ, નોમ, દસમ, અગ્યારસ, બારસ, તેરસ અને ચૌદસના નામથી ઓળખાવાય છે

સુદ પાચમ, બે આઠમ અને બે ચૌદસ એ પાંચ તિથિએ આપણામાના કેટલાક લોકો ઉપવાસ કે એકાસણુ કરે છે વળી જેઓ છૂટે મોઢે ખાય છે તેઓ પણ એ પાચ તિથિએ લીલોતરી ખાતા નથી. કેટલાક લોકો એ પાચ તિથિઓ ઉપરાત બે બીજ, વદ પાચમ, બે અગ્યારસ, પૂનમ અને અમાસ એ સાત તિથિએ પણ એ નિયમ પાળે છે કોઇ કોઇ તો એ તિથિએ ઉપવાસ પણ કરે છે

બે આઠમ, બે ચૌદસ, પૂનમ અને અમાસ એ છ ચારિત્ર-તિથિ કહેવાય છે બે બીજ, બે પાંચમ અને બે અગ્યારસ એ છ જ્ઞાન-તિથિઓ કહેવાય છે. બાકીની બધી તિથિઓ દર્શન-તિથિઓ કહેવાય છે દર્શનની આરાધના કરવા માટે દર્શન-તિથિ, જ્ઞાનની આરાધના કરવા માટે જ્ઞાન-તિથિ અને ચારિત્રની આરાધના કરવા માટે ચારિત્ર-તિથિ અનુકૂળ ગણાય છે અહીં દર્શન શબ્દનો અર્થ સાચી શ્રદ્ધા અને ચારિત્રનો અર્થ સારી ચાલચલગત છે સાચી શ્રદ્ધા કેળવવાથી દર્શન-તિથિ, રૂડુ જ્ઞાન મેળવવાથી જ્ઞાન-તિથિ અને સારી વર્તણુક રાખવાથી ચારિત્ર-તિથિ સફળ કરી લેખાય છે

બે પખવાડિયા મળીને એક મહિનો થાય છે મહિનાની શરૂઆત ગુજરાતમા સુદ પખવાડિયાથી અને ઉત્તર હિંદુસ્તાનમા વદ પખવાડિયાથી કરાય છે આથી સુદ પખવાડિયામા મહિનાનુ નામ આખા હિંદુસ્તાનમા એક જ હોય છે, પરતુ વદ પખવાડિયામા મહિનાના નામમા ફેર આવે છે દાખલા તરીકે જેને ગુજરાતમા ચૈત્ર સુદ કહેવામા આવે છે તેને ઉત્તર હિંદુસ્તાનમા પણ ચૈત્ર સુદ કહેવામા આવે છે, પરતુ ગુજરાતમા જે ચૈત્ર વદ કહેવાય છે તે ઉત્તર હિંદુસ્તાનમા વૈશાખ વદ કહેવાય છે

નીચે આપેલી તિથિઓની નીચે મહાવીર ... ન, ગૌતમસ્વા ...
કેવળજ્ઞાનની તિથિ, જ્ઞાનપચમી, મૌન એકાદશી, ... અને ...
પર્વોમાથી જેનુ નામ લખવુ જોઇએ તે ...

ચૈત્ર સુદ તેરસ      પોષ વદ તેરસ

કાર્તિક ...      કાર્તિક સુદ પાચમ

# કિરણ ૨૯ મું અટ્ઠમ

રોજ તો સૂરજ ઉગવાની તૈયારીમા હોય ને ચપક ઊઠે, પરતુ આજ હજી તે ઊંઘતો હતો થોડી વાર પછી એની બા કમળા એને ઊઠાડવા ગઇ ત્યારે એ આળસ મરડતો હતો. કમળાએ કહ્યુ કે ચંપક! જો, હુ તારે માટે આ ગુલાબદાની લાવી છુ એ સાભળીને ચંપક પથારીમાથી ઝટ બેઠો થયો એટલે એની બાએ એને ગુલાબદાની આપી એ લઈને તેણે પૂછ્યુ કે બા! તું આ ક્યાથી લાવી?

કમળા—ગઇ કાલે રાતે તારા સૂઇ ગયા પછી હું સુશીલા માસીને ત્યા ગઇ હતી ત્યાથી હુ આ લહેણી લાવી છુ.

ચપક—માસીને ત્યા શુ હતુ કે તેમણે લહેણી વહેંચી?

કમળા—ત્યા રાતી જગો હતી

ચંપક—રાતી જગો એટલે શુ?

કમળા—ધર્મકરણી કરવા માટે રાત્રે જાગવુ તે. આનું ખરુ નામ રાત્રિજાગરણ છે, પણ ઘણાખરા લોકો એને રાતી જગો કહે છે. એ તુ સમજી શકે માટે મેં એ નામ કહ્યુ તારી મસિયાઇ બેન નિર્મળાએ અટ્ઠમ કર્યો હતો

ચપક—બા! તુ અટ્ઠમ કોને કહે છે?

કમળા—હુ તને એ સમજાવુ. અટ્ઠમ એ એક જાતનું તપ છે. એ તપ કરનાર ત્રણ દિવસ સુધી કશુ ખાતો નથી પાણી પીવાની છૂટ રાખી હોય તો સૂરજ ઉગ્યા પછી આશરે ત્રણ કલાક બાદ તે પીવાય. આ પાણી કાચુ હોય તો ન ચાલે ત્રણ ઉભરા આવે ત્યાસુધી ઉકાળેલુ એ પાણી હોવુ જોઇએ. વળી ગત પડતા તો પાણી જરા પણ ન જ પીવાય આ પ્રમાણેનુ એક દિવસનુ તપ તે ઉપવાસ કહેવાય છે. બે દિવસનુ તપ તે છટ્ઠ કહેવાય છે. કેટલાક એને બેલા પણ કહે છે ત્રણ દિવસ સુધીનુ તપ અટ્ઠમ કહેવાય છે. કેટલાક એને [illegible] પણ કહે છે

# કિરણ ૨૧ મું. મહિનાઓ ને ઋતુઓ

બાર મહિના મળીને એક વરસ થાય છે. કારતક, માગશર, પોષ, માહ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાડ, શ્રાવણ, ભાદરવો અને આસો એમ દરેક મહિનાનું નામ જુદું જુદુ છે. સાત વારની પેઠે એ મહિનાઓ પણ વારાફરતી બદલાયા કરે છે. આપણે ગુજરાતીઓ કારતક મહિનાથી વરસની શરૂઆત કરીએ છીએ, પરંતુ દક્ષિણી તેમજ બીજા કેટલાક લોકો ચૈત્ર મહિનાથી વરસ શરૂ કરે છે.

વરસમાં કેટલોક વખત ટાઢ પડે છે, કેટલોક વખત તાપ પડે છે અને કેટલોક વખત વરસાદ પડે છે. આપણા દેશમાં બારે મહિના ટાઢ, તાપ કે વરસાદ જ હોય એમ બનતુ નથી. ટાઢ, તાપ ને વરસાદની મોસમ વારાફરતી આવ્યા કરે છે. સામાન્ય રીતે આ દરેક મોસમ ચાર મહિનાની ગણાય છે. ટાઢની મોસમને શિયાળો, તાપની મોસમને ઉનાળો અને વરસાદની મોસમને ચોમાસુ કહેવામા આવે છે. આ ઉપરથી વરસની ત્રણ ઋતુઓ ગણાવાય છેઃ (૧) શિયાળો, (૨) ઉનાળો અને (૩) ચોમાસુ શિયાળાની શરૂઆત કારતકથી, ઉનાળાની ફાગણથી અને ચોમાસાની અષાડથી થાય છે.

આપણે ચોમાસાના બે અર્થ કરીએ છીએઃ (૧) વરસાદની ઋતુ અને (૨) ચાર મહિના જેટલો વખત. બીજા અર્થ પ્રમાણે વરસમા ત્રણ ચોમાસા આવે છે. એને આપણે કારતક–ચોમાસુ, ફાગણ–ચોમાસુ અને અષાડ–ચોમાસું એ નામથી ઓળખીએ છીએ. દરેક ચોમાસુ સુદ ચૌદસથી શરૂ કરાય છે. એ હિસાબે કારતક–ચોમાસું કારતક સુદ ચૌદસથી, ફાગણ–ચોમાસુ ફાગણ સુદ ચૌદસથી અને અષાડ–ચોમાસુ અષાડ સુદ ચૌદસથી શરૂ કરાય છે. આપણા મુનિવરો અષાડ–ચોમાસામા એક જ ગામમા કે નગરમા રહે છે. ચોમાસુ ઉતર્યા પછી તેઓ વિહાર કરે છે, કેમકે અષાડ–ચોમાસામા વિહાર કરવાનો નિષેધ છે

---

# કિરણ ૨૭ મું. મંદિર ભાગ ૧ લો

મધુરી નાનપણથી જ ઘણી ગમતિયાળ હતી. તે નહાતા, ડિલ લૂછતાં, કપડાં પહેરતા, ખાતા અને ભણતાં એમ બધી બાબતમાં રમત કર્યા કરે. એમ ન કરવા એની બા ઇલા એને ઘણી વાર સમજાવતી.

એક વેળા મધુરી વાળુ કરતા કરતા રમત કરવા લાગી. એ જોઇને તેની બાએ કહ્યું કે મધુરી! વાળુ કરતાં કરતા તું રમત કેમ કરે છે? જો, સાંજ પડવા આવી છે. વળી આપણે આજે મદિરે જવાનું છે, માટે તું ઝટ વાળુ કરી લે. એ સાંભળીને મધુરીએ સીધું સીધું વાળુ કરી લીધુ. પછી એ કપડાં બદલીને તૈયાર થઇ એટલે એની બા એને લઇને મંદિરે જવા નીકળી. મંદિર બહુ દૂર ન હતું એટલે થોડી વારમાં મા ને દીકરી એની પાસે આવી પહોચ્યાં. મદિરની ટોચ ઉપર કળશ હતો. બાજુમાં ધજા ફરકતી હતી.



મદિરનો એ ઉપરનો ભાગ બતાવી ઇલાએ મધુરીને કહ્યુ કે આ ભાગનુ નામ તુ જાણે છે?

મધુરી—ના.

ઇલા—આપણે એ ઉપરના ભાગને શિખર કહીએ છીએ.

મધુરી—આ મદિરની આસપાસ ખુલ્લી જગ્યા શા સારુ રાખી છે?

ઇલા—મંદિરે આવનાર લોકોને ખુલ્લી હવા મળે અને થાક્યાપાક્યાને બે ઘડી આરામ મળે તે માટે. જો, હવે આપણે મદિરમા દાખલ થઇએ છીએ. તું આ પગથિયા આગળ ચંપલ કાઢ.

મધુરી—બા! આપણે ચપલ શા સારુ કાઢવી જોઇએ?

ઇલા—રસ્તામા ગમે તેવી ચીજ પડેલી હોય તેમા ખરડાયેલી ચંપલ પહેરીને આપણે રસોડામા જતા નથી એ તો તું જાણે છે, તો પછી આવા

# કિરણ ૨૨ મુ જીંદગીનું મૂલ્ય

એક માણસને થોડુક લખતા, વાચતા અને નામુઠામુ રાખતા આવડતુ હતુ તેમ છતા તે ખૂબ ભણેલો હોવાનો મોટો ડોળ રાખતો જે કોઇ મળે તેની આગળ તે પોતાની બડાઇ હાકતો આથી લોકો તેને બડાઇખોરના નામથી ઓળખતા

એક દહાડો એ બડાઇખોર નદીને કાઠે ગયો ત્યા તેણે કેટલાક લોકોને હોડીમા બેસીને મજા કરતા જોયા એ ઉપરથી એ ભાઇને પણ સહેલ કરવાનુ મન થયુ તે એક હોડીમા બેઠો. થોડી વારે તેણે હોડી ચલાવનારને પૂછ્યુ કે અલ્યા ખારવા! તને વાચતા આવડે છે કે?

ખારવો હસતો હસતો બોલ્યો કે લખેલો કાગળ જોઉં છું ત્યારે મકોડા બેઠા હોય એમ મને લાગે છે.

બડાઇખોર—ત્યારે તો તારી પા જીંદગી નકામી ગઇ

હોડી ધીરે ધીરે આગળ ચાલવા માડી થોડા વખત પછી બડાઇખોરે ફરીથી ખારવાને પૂછ્યુ કે અલ્યા! તને કોઇ રુપિયા આપે તો તેની પહોંચ તું લખી આપી શકે કે?

ખારવો—મને વાચતા આવડતુ નથી તો પછી લખતા તો ક્યાથી જ આવડે?

બડાઇખોર—ત્યારે તો તારી અડધી જીંદગી નકામી ગઇ.

આમ પોતાની હોંશિયારી બતાવવાની તક મળતી હતી તેથી બડાઇખોર મનમા ને મનમા મલકાતો હતો તેનાથી રહેવાયુ નહિ એટલે તેણે ખારવાને પાછુ પૂછ્યુ કે તુ રોજ કેટલુ કમાય છે ને કેટલુ ખરચે છે તેનો હિસાબ રાખે છે?

ખારવો—મને હિસાબ રાખતા આવડતો નથી. હુ ખોટે માર્ગે એક પાઇ પણ ખરચતો નથી

આ ઉપરથી બડાઇખોર બોલ્યો કે તારી પોણી જીંદગી નકામી ગઇ, કેમકે તને વાચતા, લખતા કે હિસાબ પણ રાખતા આવડતુ નથી

પવિત્ર મદિરમા તો કેમ જ જવાય? મદિરે આવનારે સ્વચ્છતાના નિયમો તો જરુર પાળવા જ જોઇએ.

મધુરી—કયા કયા?

ઇલા—ખાસ કરીને એ પવિત્ર સ્થળમા થુકાય નહિ. વળી કાન, નાક વગેરેનો મેલ ત્યા નખાય નહિ જે માણુસ આ નિયમો પાળે નહિ તેણે આશાતના કરી કહેવાય

મધુરી—આશાતના એટલે શુ?

ઇલા—પ્રભુની આજ્ઞા મુજબ ચાલવાથી લાભ થાય છે અને એની આજ્ઞાથી ઉલટા ચાલવાથી એ લાભ મળતો નથી એટલુ જ નહિ પણ કેટલીક વાર નુકસાન પણ થાય છે જે લાભ મળનાર હોય તેને હાનિ પહોંચાડવી તેનુ નામ આશાતના છે

આટલી વાતચીત થઇ તેવામા મધુરીએ ચપલ કાઢી અને બહાર પાણી હતુ તે વડે પગ ધોઇ નાખ્યા. પછી એ એની બા સાથે મદિરમા દાખલ થઇ.

---

આ પ્રમાણે બડાઇખોર પોતાની બડાઇ હાંકતો હતો તેવામાં એકાએક ખૂબ પવન નીકળ્યો, અને હોડી ડગમગવા લાગી. ખારવાએ તેને પૂછ્યુ કે તને તરતાં આવડે છે કે? બડાઇખોર વીલે મોઢે બોલ્યો કે ના, ભાઇ! ના. આ સાંભળીને ખારવાએ કહ્યું કે ત્યારે તો તારી આખી જીંદગી નકામી ગઇ.

જોતજોતામાં તોફાન વધી પડ્યું અને હોડી ઊંધી વળી ગઇ, પરંતુ ખારવાએ બડાઇખોરને ડૂબી જતાં બચાવ્યો. બડાઇખોરને પોતાની ભૂલ સમજાઇ. તેણે ખારવાનો ઘણો ઉપકાર માન્યો, અને કહ્યુ કે ભાઇ! મેં મારી જાતને ઊંચી ગણી, અને તને હલકો ગણ્યો તે બદલ હુ તારી માફી માગું છું.

# કિરણ ૨૮ મું. મંદિર ભાગ ૨ જો



રંગમંડપ



પ્રતિમાઓ

ઇલા—મધુરી! તું નિસિહી બોલ.

મધુરી એ બોલી રહી એટલે ઇલાએ તેને સમજાવ્યું કે આપણે બીજા કોઇનો વિચાર ન કરતાં પ્રભુનો જ વિચાર કરવો જોઇએ એ હકીકત આપણને યાદ કરાવનારુ આ પદ છે. જો, આપણે અહીં ઊભા છીએ એ જગ્યા રંગમંડપ કહેવાય છે જ્યા પેલી પ્રતિમાઓ છે તે જગ્યા ગભારો કહેવાય છે. એને ગર્ભાગાર પણ કહેવામાં આવે છે. ગભારામાં ત્રણ પ્રતિમાઓ છે. તેમાં વચ્ચો-વચ્ચ આદીશ્વરજીની પ્રતિમા છે. એની આસપાસ એકેક અરિહંતની પ્રતિમા છે. તુ એ અરિહંતોને બે હાથ જોડી પગે લાગ અને "નમો અરિહંતાણં" બોલ. ચાલ, હવે આપણે ડાબી બાજુ ઊભા રહી સ્તુતિ કરીએ.

મધુરી—આ! એમ કેમ?

ઇલા—આપણા મુનિવરોએ એવો નિયમ રાખ્યો છે કે દર્શન કરતી વખતે પુરુષે પ્રભુની જમણી બાજુએ ઊભા રહેવું અને સ્ત્રીએ ડાબી બાજુએ ઊભા રહેવું તને પેલી 'આ જમણાવાળી' [illegible] આવ્યું કેમ?

# કિરણ ૨૩ મું. નવકારવાળી

પાઠશાળામાં ૧૧ના ટકોરા થયા પટાવાળાએ ઘંટ વગાડ્યો. ગુરુ વર્ગમા દાખલ થતા વિદ્યાર્થીઓએ ઊભા થઇને તેમને માન આપ્યું. ગુરુના બેઠા પછી તેમના કહેવાથી તેઓ બધા બેઠા. થોડી વારે ગુરુએ તેમને પૂછ્યુ કે આજે આપણે નવકારવાળી વિષે વાત કરીએ તો કેમ?

મોહન—ગુરુજી! અમે નવકારવાળી વિષે તો શીખી ગયા છીએ.

ગુરુ—એ હું જાણું છું. પહેલી કિરણાવલીમાં એ વિષે એક કિરણ છે એના છેવટના ભાગમા નવકારવાળી કેમ ગણવી તે સમજાવેલુ છે, ખરી વાતને?

વિદ્યાર્થીઓ—હા, જી

ગુરુ—નવીન! તેં આ ચિત્ર ક્યા જોયુ છે?

નવીન—પહેલી કિરણાવલીમા



ગુરુ—છગન! આ ચિત્રમા કોણ બેઠુ છે?

છગન—એ તો અમારા ધાર્મિક શિક્ષક.

ગુરુ—તેઓ કેવી રીતે બેઠા છે?

છગન—પલાંઠી વાળીને

ગુરુ—એમના કયા પગની ઘૂંટી દેખાય છે?

છગન—એકેની નહિ.

ગુરુ—કેમ?

છગન—તેમણે જમણી જાંઘ નીચે ડાબા પગનો ઘૂંટીવાળો ભાગ રાખ્યો છે અને ડાબી જાંઘ નીચે જમણા પગનો ઘૂંટીવાળો ભાગ રાખ્યો છે.

ગુરુ—મોહન! તેમણે ડાબી જાંઘ ઉપર કયા હાથની હથેલી રાખી છે?

મોહન—ડાબા હાથની હથેલી

ગુરુ—તે ચત્તી છે કે ઊંધી?

મોહન—ચત્તી

ગુરુ—તેમણે નવકારવાળી ક્યા રાખી છે?

મધુરી—હા

ઇલા—ત્યારે તુ એ બોલ

મધુરી એ બોલતી હતી તેવામા આરતી ઉતારવાની તૈયારી થવા માડી. થોડી વારમા મોટી થાળીમા એક આરતી મૂકી એની દીવેટો મળગાવવામા આવી. એક જણે ખભે ખેસ નાખી ઉત્તરાસગ કર્યું પછી તે આરતી ઉતારવા લાગ્યો કેટલાકે કાસા વગાડવા માડ્યા એક માણસ ઘટ વગાડવા લાગ્યો ઢોલીએ નગારા વગાડવા શરુ કર્યાં લોકો આરતીનુ ગીત ગાવા લાગ્યા એ સાભળીને મધુરી બોલી કે બા' તુ મને આ ગીત શીખવીશ?

ઇલા—હા

આરતી ઉતરી રહ્યા પછી મગળદીવો ઉતારાયો ત્યાર બાદ દર્શન કરીને મા ને દીકરી ઘેર જવા ઉપડ્યા રસ્તે ચાલતા ઇલાએ એની પુત્રીને કહ્યુ કે અત્યારે ભાગ્યે જ કોઇ રાજા જૈન ધર્મ પાળે છે અસલ તો મોટા મોટા રાજાઓ જૈન ધર્મ પાળતા હતા તેઓ મદિરે જતા ત્યારે તેઓ પોતાના રસાલા સાથે પરેપૂરા ઠાઠથી જતા. એવી બીજા લોકોના પણ હૃદય ઉપર આપણા ધર્મ વિષે સારી છાપ પડતી એવી સુદર છાપ પાડવી તેને આપણે શાસનની પ્રભાવના કહીએ છીએ

મદિરમા દાખલ થતા પહેલા રાજાઓ તરવાર, છત્ર, પગરખા, મુગટ અને ચામરો એ પાચે રાજચિહ્નોનો ત્યાગ કરતા, કેમકે પ્રભુ એ રાજાના પણ રાજા છે વળી રાજાઓ દર્શન કરતી વેળા વિવેક સાચવતા પ્રભુ નજરે પડે કે તરત જ તેઓ માથે હાથ જોડી પ્રણામ કરતા

---

મોહન—જમણા હાથમાં, છાતીની વચ્ચોવચ્ચ.

ગુરુ—નાકના ટેરવા ઉપર સ્થિર નજર રાખી નવકારવાળીનો એકેક પારો ધીમે ધીમે સેરવતા જવો. એવી રીતે બધા મળીને ૧૦૮ પારા સેરવવા જોઇએ.

અનિલ—૧૦૮ પારા સેરવવાનું શુ કારણ હશે?

ગુરુ—નવકારના પહેલા પદમાં અરિહંતને, બીજા પદમા સિદ્ધને, ત્રીજામાં આચાર્યને, ચોથામા ઉપાધ્યાયને અને પાચમામાં સાધુને નમસ્કાર કરેલો છે. એ પાચે પરમેષ્ઠી કહેવાય છે. પહેલા પરમેષ્ઠીના ૧૨, બીજાના ૮, ત્રીજાના ૩૬, ચોથાના ૨૫ અને પાચમાના ૨૭ ગુણો ગણાવાય છે. એ બધા ગુણોની કુલ સંખ્યા ૧૦૮ ની થાય છે.

મોહન—ગુરુજી! એ ૧૦૮ ગુણો યાદ કરાવવા ૧૦૮ પારા રાખ્યા જણાય છે, નહિ વારુ?

ગુરુ—હા. વિદ્યાર્થીઓ! નવકારનાં નવ પદોમાંનું એકેક પદ શુદ્ધ ભાવથી મનમા બોલતા જવું અને એકેક પારો સેરવતા જવો. એ પ્રમાણે બધા પારા સેરવી જઇએ તો એક છૂટી નવકારવાળી ગણી કહેવાય. આમ કરવામા બાર નવકાર પૂરા થાય. જો આપણે નવકાર મનમાં સપૂર્ણ ગણી એકેક પારો સેરવતાં જઇ નવકારવાળી પૂરી ગણીએ તો તે બાંધી નવકારવાળી ગણી કહેવાય. આપણે દરરોજ એક નવકારવાળી તો જરુર ગણવી જોઇએ. એ ગણતી વેળા હોઠ ફફડાવવા નહિ તેમજ શરીરને હલાવવું નહિ. વળી મનમા બીજો કશો વિચાર ન કરતા મનને એમા જ પરોવી રાખવું. આપણે આવી રીતે નવકારવાળી ગણીએ તો આપણને પંચપરમેષ્ઠીનું ધ્યાન ધર્યાનો લાભ મળે નવકારવાળી વડે આવો ઉત્તમ લાભ મળતો હોવાથી આપણાથી એને ગમે તેમ રખડતી ન મૂકાય કે એ ભોયને અડકાડાય નહિ.

---

## કિરણ ૨૯ મું. જિનપૂજન

ઉગ્યો છે સોનાનો સૂરજ આજે આગણે રે,
ચાલો સજની! નિર્મળ જળથી કરીને સ્નાન,
ભાવે ભજીએ જિનજી આપણ મંગમા રે. ૧

(સાખી)

વિલંબ ના કરવો ઘટે, ધર્મકરણીમા બેન!
સમજાવે એમ મુનિવરો, ધર્મ કર્યે સુખચેન.
પહેરી વસ્ત્ર પવિત્ર અંગે સૌએ હોસથી રે,
જઇએ મંદિર લઇને પૂજનના સાધન, ભાવે૦ ૨

(સાખી)

ભરો કળશ આ જળ વડે, ટાળતા સૌ દોષ,
સ્નાત્રવિધિ પૂરી કરો, બાંધીને મુખકોષ.
કરજો ત્રણે ચોકૂખાં વસ્ત્રોથી અગલૂછણા રે,
જેથી ના રહે એકે ભીનુ અગ, ભાવે૦ ૩

(સાખી)

ચદનવાળી વાડકી, ને ફૂલથી શોભિત થાળ,
રાખી ડાબા હાથમા, કરો પૂજા સમકાળ.
નવ અંગોએ ચદનપૂજા કરીને પ્રેમથી રે,
તાજા ચડાવો સુગંધી સુદર ફૂલ, ભાવે૦ ૪

(સાખી)

જયણા ને વિવેકથી, દ્રવ્યપૂજા કરી આમ,
ભાવપૂજન ભાવે કરો, જાગે દુઃખ તમામ.
શાણી સહિયર! તમને બીજુ શુ કહેવું પડે રે,
જિનપૂજનથી નિજ સાર્થક થાય જીવન, ભાવે૦ ૫

# કિરણુ ૨૪ મું. ખાધો લાડવો

કોઇ એક ગામમા એક તાપસ રહેતો હતો. તેણે પોતાના આશ્રમની નજીક એક સરસ બાગ બનાવ્યો હતો. બાગમા વચ્ચોવચ્ચ એક સુંદર કુવાગે હતો એની ચારે બાજુએ લીલુછમ ઘાસ ઉગેલુ હતુ. જાતજાતના વેલાઓ હતા જાંબુ, દાડમ, જમરુખ વગેરેનાં ઝાડો પણ હતા. તાપસ એ બાગની પૂરેપૂરી સંભાળ રાખતો હતો

એક દહાડો સવારે તેણે બાગમાં ગાયના પગલા પડેલા દીઠાં. એ જોઇ તેને વિચાર થયો કે જરુર કોઇ હરામખોર મારા બાગમા પોતાની ગાય ચરાવી જાય છે. મારે એની તપાસ કરવી જોઇએ. એમ વિચારી હાથમા મોટી ડાગ લઇને તે રાતે બાગની ચોકી કરવા જાગતો બેઠો થોડી વારમા આકાશમાથી એક ગાય એ બાગમા ઉતરી આવી અને ચરવા લાગી. તે ઉડીને જતી ન રહે તે માટે પેલા તાપસે ચુપચુપ તેની પાસે જઇને તેનું પૂછડુ પકડી લીધુ ગાય તો તાપસને સાથે લઇને ઉડી અને જોતજોતામા સ્વર્ગમા પોતાના મહેલમા આવી પહોંચી પછી તેણે તાપસને કહ્યુ કે હું કામધેનુ છુ. આ મારો મહેલ છે તારો બાગ મને બહુ ગમે છે, તેથી હુ રોજ ત્યા રાતે ચરવા આવુ છુ. તુ મને ચરવા દેશે તો એના બદલા તરીકે હુ તને મિઠ્ઠેમધ્ઠીઆ લાડવા ખાવા આપીશ

એ સાભળીને તાપસ રાજી રાજી થઇ ગયો કામધેનુએ એને પેટપૂર લાડવા ખાવા આપ્યા. તે રાતે તો તે ત્યા જ રહ્યો. બીજે દિવસે રાતના ગાય આકાશમાથી નીચે ઉતરી ત્યારે એ પણ તેને પૂછડે વળગી પોતાના બાગમ ઉતર્યો પછી જ્યારે જ્યારે એને લાડવા ખાવાનુ મન થતુ ત્યારે ત્યારે તે કામધેનુને પૂછડે વળગી એના મહેલે જતો

તાપસ કામધેનુને ત્યા જતો ત્યારે તે ચોવીસ કલાક સુધી આશ્રમમા પાછો આવતો નહિ આથી ચેલાઓને નવાઇ લાગતી એક વાર તેમણે તાપસને પૂછ્યું કે કેટલીવાર રાતે ક્યા જાઓ છો અને સવારના પણ કેમ પાછા આવતા

## કિરણ ૩૦ મુ ઉપાશ્રય ભાગ ૧ લો

ચાર દિવસ ઉપર અહી એક મુનિરાજ પોતાના ત્રણ શિષ્યો સાથે પધાર્યા તે વેળા શ્રીસઘે એમનુ ધામધૂમથી સામૈયુ કર્યું અને એમને ઉપાશ્રયમા ઉતારો આપ્યો

આજે ગુરુ મહારાજ જાતે વ્યાખ્યાન વાચનાર હતા તેથી ઘણા લોકો ઉપાશ્રયે જતા હતા નિરજના પણ એની મોટી બેન મનોરમા સાથે ઉપાશ્રયે જતી હતી રસ્તે ચાલતા એણે મનોરમાને પૂછ્યુ કે તમે ઉપાશ્રય કોને કહો છો?

મનોરમા—ઉપાશ્રય એ એક જાતનુ મકાન છે. એ આપણા લોકોને શાતિથી સામાયિક, પોષધ વગેરે ધાર્મિક ક્રિયા કરવાના કામમા આવે છે મુનિરાજ હોય ત્યારે તેમને રહેવા માટે એ કામ લાગે છે.

નિરજના—ઉપાશ્રય કોણ બંધાવતુ હશે?

મનોરમા—મોટે ભાગે શ્રીસઘ ઉપાશ્રય બધાવે છે કેટલીક વાર કોઇ પૈસાદાર શ્રાવક પણ એ બધાવે છે અને શ્રીસઘને સોપી દે છે કોઇ પણ મુનિરાજને ઉપાશ્રયમા ઉતરવુ હોય તો તેમને ઉપાશ્રયના માલિકની કે વહીવટ કરનારની રજા લેવી પડે છે જો, આ આપણો ઉપાશ્રય આવ્યો

નિરજના—અહી કેટલા મુનિરાજ છે?

મનોરમા—ચાર નિરજના! લોકો આવો સવાલ ન પૂછતા એમ પૂછે કે અહીં કેટલા ઠાણા છે?

નિરજના—ઠાણા એટલે શુ?

મનોરમા—ઉપાશ્રયમા જેટલા સાધુઓ કે જેટલી સાધ્વીઓ હોય તેમને ઠાણા કહેવામા આવે છે. ઠાણાના ઘણા અર્થો થાય છે અહીં એનો અર્થ ગણતરી કરાય છે.

આમ વાતો કરતી કરતી એ બે બેનો ઉપાશ્રયમા દાખલ થઇ. ગુરુ મહારાજ ઊંચી પાટ ઉપર બેઠા હતા એમની પાછળ ભીંતિ પૂઠિયુ ટાંગેલું હતુ

એમની જોડે એક નીચી પાટ હતી.
અને માથા ઉપર ચંદરવો બાંધેલો હતો. એ બધાને વંદન કરીને મનોરમા
તેના ઉપર એમના ત્રણ શિષ્યો બેઠા હતા. વ્યાખ્યાન શરૂ થવાને હજી
અને નિરંજના સ્રીવર્ગને માટે રાખેલી જગ્યામા બેઠા. ગુરુજીની સામે બાજઠ ઉપર
વાર હતી. નિરંજનાએ મનોરમાને પૂછ્યુ કે બેન! 
શું મૂકેલું છે?



મનોરમા—ઠવણી.

નિરંજના—કઇ વારુ?

મનોરમા—જો, પેલું પાંચ દાડીવાળું સ્ટેન્ડ. એ દાંડીઓ છૂટી પડી જાય તે માટે એમા વચ્ચે એક કાણું પાડી દોરો પરોવેલો છે. વળી એ દરેક દાંડી બરાબર રહે તે માટે દાંડીના ઉપરના ભાગમા પણ એકેક કાણું પાડી એમા પણ દોરો પરોવેલો છે. જો, આ સ્થાપનાચાર્ય મૂકેલા છે

નિરંજના—તમે સ્થાપનાચાર્ય કોને કહો છો?

મનોરમા—ઠવણીના ઉપર પોટલી જેવુ છે તેને. ચાલો, આપણે એ એક ચિત્ત
જો, હવે ગુરુજી વ્યાખ્યાન શરૂ કરે છે. 
સાભળીએ

# કિરણ ૩૧ મુ. ઉપાશ્રય ભાગ ૨ જો

પહેલુ વ્યાખ્યાન પૂરૂ થતા ગુરુજીએ મુહપત્તિનુ પડિલેહણ કર્યું. એટલ
વખતમા કેટલીક શ્રાવિકાઓએ ગહુલી ગાઇ પછી કેટલાક શ્રાવકોએ અને
કેટલીક શ્રાવિકાઓએ ઉપવાસ વગેરેના નિયમો લીધા કેટલાક ઘેર ગયા. ત્યાર
પછી બીજુ વ્યાખ્યાન શરૂ થયુ તે પરુ થતા બધા ઊભા થયા. કેટલાકે ગુરુજીને
પાસે જઇ તેમને વદન કર્યું ધીરે ધીરે બધા વિખરાવા લાગ્યા. ગુરુજીએ પા
પાટ ઉપરથી ઊઠવા માડ્યુ તેમણે જમણી બાજુએ મૂકેલુ રજોહરણ હાથમા
લીધુ ને એ ડાબી બગલમા રાખી તેઓ ઊભા થયા એ જોઇને નિરજનાએ
મનોરમાને પૂછ્યું કે આપણા ગુરુજીએ બગલમા પેલુ ચરવળા જેવુ શુ રાખ્યુ ?

મનોરમા—ઓઘો એનુ બીજુ નામ રજોહરણ છે. એ આપણા જૈન
સાધુની નિશાની છે એ બહુ પોચો ને નુવાળો હોય છે. એના વિના આપણા
સાધુઓને જરા પણ ચાલે નહિ હમેશા એ તેમની સાથે જ હોય

નિરજના—એવો તે ઓઘો શા ખપમા આવે છે?

મનોરમા—આપણા સાધુઓને જમીન પૂંજ્યા વિના તે ઉપર બેસવાનો
નિષેધ છે, કેમકે પૂજ્યા વિનાની જમીન ઉપર જો કોઇ જીવજતુ હોય તો ત્યા
બેસવાથી તેને ઇજા થાય. દયા એ ધર્મનુ મૂળ છે. સાધુઓએ તો ખાસ કરીને દયા
પાળવી જ જોઇએ તેઓ ઊંઘમા પાસુ બદલે તો તે વારે પણ એ પાસા તરફનો
ભાગ તેઓ પૂજી લે આ પ્રમાણે જગ્યા પૂજવા માટે ઓઘો કામમા આવે છે

નિરજના—ઓઘાની દશીઓ પણ ચરવળાની પેઠે ઊનની હોય છે કે?

મનોરમા—હા

નિરજના—બેન! ચરવળાની પેઠે ઓઘાને લાકડાની દાડી હોય છે કે નહિ?

મનોરમા—ઓઘાને પણ લાકડાની દાડી હોય છે, પરતુ એના ઉપર કપડુ
વીંટાળેલુ હોવાથી એ દેખાતી નથી એ કપડાને ઓઘાનો પાટો કહેવામા આવે છે

નિરજના—આપણા ગુરુજીએ ચાલવા માડ્યુ એટલે આ રોતરજીનો છેડો
કેમ વાળવામા આવ્યો?

મનોરમા—આપણા સાધુઓને શેતરંજી, ગાલીચો, જાજમ કે એવા કોઇ
એવા ઉપર પગ મૂકીને ચાલવાનો નિષેધ છે, કેમકે એના ઉપર ચાલનારને
શું છે તેની ખબર પડે નહિ. જો તેઓ એના ઉપર પગ મૂકે તો કદાચ
એની નીચેની જમીન ઉપર જીવજંતુ હોય તો તે કચડાઇ જાય.

આ પ્રમાણે વાતચીત કરતી કરતી બંને બેનો દાદર આગળ આવી પહોચી.



એવામાં નિરંજનાની નજર ડંડાસન ઉપર પડતા તેણે
મનોરમાને પૂછ્યું કે આ શું પડ્યું છે?

મનોરમા—એ દંડાસન છે.

નિરંજના—એ શેનું બનાવેલું છે?

મનોરમા—એ મોરના પીછાંની સળીઓમાંથી બનાવેલુ છે.

નિરંજના—આવું ડંડાસન શા કામમા આવે છે?

મનોરમા—એ એક જાતની સાવરણી છે. એ ઉપાશ્રયમાં તેમજ મંદિરમાં કાજો કાઢવા માટે વપરાય છે.

નિરંજના—કાજો કાઢવો એટલે શુ?

મનોરમા—કોઇ જીવજંતુને ઇજા ન થાય તેવી રીતે સંભાળીને કચરો કાઢવો તે. નિરંજના! હવે તારે ડંડાસન વિષે કંઇ પૂછવું છે?

નિરંજના—ના.

મનોરમા—ત્યારે ચાલો, આપણે હવે ઘેર જઇશું.

બને બેનો દાદર નીચે ઉતરી તો બદામની પ્રભાવના થતી હતી તે જોઇને નિરંજનાએ પૂછ્યું કે બેન! અહીં બદામ કેમ આપવામા આવે છે?

મનોરમા—જેમ કોઇ ખુશાલીના પ્રસંગે આપણે ત્યા કોઇ આવ્યું હોય તો આપણે તેનો સત્કાર કરીએ છીએ તેમ આ બદામ આપીને વ્યાખ્યાન સાંભળવા આવનારનો સત્કાર કરાય છે. ભલે પછી એ સાધર્મિક હોય કે ન હોય

નિરજના—તમે સાધર્મિક કોને કહો છો?

મનોરમા—જે લોકો એક જ ધર્મ પાળતા હોય તેઓ એક બીજાના સાધર્મિક કહેવાય છે. જેમ આપણે જૈન ધર્મ પાળીએ છીએ તેમ બીજા જે કોઇ એ પાળતા હોય તેઓ આપણા સાધર્મિક કહેવાય અને આપણે તેમના સાધર્મિક કહેવાઇએ પ્રભુએ આપેલો ઉપદેશ સાંભળવા આવનારને આમ બદામ આપે તે પ્રભાવના કરી કહેવાય છે પ્રભાવના તરીકે પતાસા, લાડુ કે નાળિયેર અપાય છે. કોઇક વાર રુપિયાની પણ પ્રભાવના કરાય છે.

---

# કિરણ ૩૨ મું વરઘોડો

…જે ભાદરવા સુદ પાંચમ હોવાથી આપણો ધાર્મિક વરઘોડો નીકળનાર …સારાં સારાં કપડાં પહેરી લોકો એ વરઘોડામા જતા હતા. એ જોવાને …બજારમા ભેગા થતા હતા. મણિલાલ પણ એના ભત્રીજા વિનોદને …એ તરફ જતા હતા. તેઓ બજાર આગળ આવી પહોંચ્યા એવામાં …નો અવાજ સંભળાવા લાગ્યો. એ સાભળીને વિનોદ બોલ્યોઃ કાકા! આટલામાં …વાગતાં હોય એમ લાગે છે, ખરું કેની?

મણિલાલ—હા. આ સામેથી વરઘોડો આવે છે. આપણે અહીં ઊભા રહીશું …ને વરઘોડો સારી રીતે જોઇ શકાશે.



વિનોદ—આ ગાડું આવ્યું.

મણિલાલ—ખરી વાત. જો, એ …ના ત્રણ જણ બેઠેલા છે. એક …એ નગારા વગાડે છે અને બીજા …ણા પીપી વગાડે છે.

વિનોદ—કાકા! આ તો કોઇ જુદી જાતની ગાડી આવી.



કાકા—જો, એ ગાડીને ચાર પૈડાં છે એ દરેક પૈડા ઉપર લાકડાની એકેક પૂતળી છે જેમ જેમ ગાડી ચાલતી જાય છે તેમ તેમ એ પૂતળીઓ ગોળ ગોળ ફરતી જાય છે.

વિનોદ—આ ગાડીમાં વચ્ચોવચ્ચ કેવી મોટી ધજા છે! અહાહા! એ કેવી સરસ છે! આવી ધજા તો મે આજે જ જોઇ.

કાકા—આપણે એ ધજાને ઇન્દ્રધ્વજ કહીએ છીએ. આવો ઇન્દ્રધ્વજ આપણા ઘણાખરા ધાર્મિક વરઘોડામા હોય છે.



આ પ્રમાણે કાકા ને ભત્રીજા વચ્ચે વાતચીત ચાલતી હતી તેવામા વાજાવાળાની ટુકડી આવી. એમાનો એક માણસ પાછે પગે ચાલતો હતો. એ હાથમા બ્યુગલ હતુ એ જોઇને વિનોદે મણિલાલને પૂછ્યુ કે પેલાના હાથમા શુ છે

મણિલાલ—એ વાજુ છે આપણે એને બ્યુગલ (bugle) કહીએ છીએ. એ અગ્રેજી શબ્દ છે જો, હવે એ માણસ મોઢેથી ફૂકીને એ વગાડે છે

થોડી વારે વિનોદનુ ધ્યાન એક મોટા નગારા તરફ ખેચાયું. એક માણસે એ નગારુ ખભે લટકાવેલુ હતુ બીજો માણસ એને બને બાજુથી વગાડતો હતો. એ જોઇને તેણે મણિલાલને પૂછ્યુ કે આ વળી કેવુ વાજુ છે?

મણિલાલ—એ પડઘમ છે. એ વાજાની બને બાજુએ ચામડું મઢેલુ છે તેથી એ બને બાજુથી વગાડી શકાય છે

વિનોદ—કાકા! પેલુ પખાલ જેવું વાજુ કેવી રીતે વગાડાતું હશે?

મણિલાલ—એ વાજુ પણ ફૂક મારીને વગાડાય છે. આપણે એને મશકવાજુ કહીએ છીએ. અગ્રેજીમા એને બેગપાઇપ (bag pipe) કહે છે.



વાજાવાળાની પાછળ એ ઘોડાની સુદર ગાડી આવી એ વિનોદને બતાવી

મણિભાઈએ કહ્યું કે આ ગાડી કેવી સરસ શણગારેલી છે! આપણે આવી ગાડીને ... કહીએ છીએ. કેટલાક એને ચારટ પણ કહે છે. જો, એમાં પેલો કુમાર ... દમામથી બેઠો છે! એણે કેવો સરસ ફેંટો બાંધ્યો છે. આ પ્રમાણે ચારટમાં ... છોકરો કે છોકરી બેઠેલ હોય તેને આપણે સાંબેલો કહીએ છીએ. જો, હવે એક પછી એક સાંબેલો આવતો જાય છે.

છેલ્લો સાંબેલો પસાર થતાં વાજાવાળાની એક મોટી ટુકડી આવી. એમાના ... માણસે ભપકાદાર અને એકસરખો પોષાક પહેર્યો હતો. એ ટુકડી આગળ





ચાલતા સાજન મહાજન ધીરે ધીરે આવી પહોંચ્યું. એની આગળ સાધુઓ નીચી નજરે અને ધીમે પગલે ચાલતા હતા. સાજન મહાજનની પાછળ એક પાલખી હતી. એને ચાર માણસોએ ખભે ઉપાડેલી હતી. એની આગળ એક માણસ જળધારા કરતો કરતો ચાલતો હતો અને બીજો એક માણસ



થાળી વગાડતો વગાડતો ચાલતો હતો.

પાલખીને જોઈ વિનોદે કહ્યું કે કાકા! જુઓ તો ખરા, આ શું આવ્યું?

મણિલાલ—એ પાલખી છે.

વિનોદ—એમા શું છે?

મણિલાલ—એમાં ભગવાની પ્રતિમા પધરાવેલી છે.

પાલખીની પાછળ કેટલાક પુરુષો ... રાસ લેતા ચાલતા હતા તેઓ

ખૂબ તાનમા આવી ગયા હતા વિનોદને એ જોવાની બહુ મજા પડી. તેઓ આગળ ચાલ્યા એટલે જોતજોતામા રથ દેખાયો. એના ઉપર ધજા ફરકતી હતી



રથને બે બળદ જોડેલા હતા એ બળદોને પણ સારી રીતે શણગારેલા હતા રથની જમણી બાજુ ફાનસ ને ડાબી બાજુ ધૂપદાની લઇને એકેક જણ ચાલતો હતો. રથને જોતા જ વિનોદ બોલી ઊઠ્યોઃ આ કેવો સરસ રથ છે!

મણિલાલ—સાચી વાત. જો, એ રથમા પણ પ્રતિમા છે. તું એને હાથ જોડ અને પગે લાગ.

વિનોદે બે હાથ જોડી નમસ્કાર કર્યા. એવામાં રથ આગળ ચાલ્યો અને એની પાછળ પાછળ ચાલતી સ્ત્રીઓ નજરે પડી. એ સ્ત્રીઓની આસપાસ દોરી ઝાલી થોડાક પુરુષો ચાલતા હતા સ્ત્રીઓની આગલી હારમાની એક સ્ત્રીના હાથમાં રામણદીવો હતો એ જોઇને વિનોદે એના કાકાને પૂછ્યુ કે પેલી સ્ત્રીના હાથમા શુ છે?

મણિલાલ—એ તો દરેક વરઘોડામા હોય છે તે રામણદીવો છે.

વિનોદ—અને આ સ્ત્રીઓને માથે શુ મૂકેલું છે?

મણિલાલ—એ ઘડા છે અને એ દરેકના ઉપર એકેક નાળિયેર છે. આપણે એને કુંભ કહીએ છીએ

[સમાપ્ત]

# અર્થ-સૂચી

## અ

**અરિહંત**=પરમેશ્વર, તીર્થંકર
**અંગલૂછણું**=પ્રભુની પ્રતિમા લૂછવાનો સફેદ કપડાનો કકડો

## આ

**આચાર્ય**=સાધુઓના મુખી
**આરાધના**=અનુકૂળ વર્તન, ભક્તિ

## ઉ

**ઉત્તરાસંગ**=ઉત્તરાસણ, પીછોડીને જમણા હાથની બગલમાંથી લઇને ડાબા હાથના ખભા ઉપર છેડા આવે તેમ નાખવી તે
**ઉપવાસ**=આખો દિવસ અને રાત જમ્યા વગર રહેવું અને પાણી પીવું હોય તો ઉકાળેલું જ પીવું તે
**ઉપાધ્યાય**=ભણાવનારા સાધુ

## એ

**એકાસણું**=સ્થિર આસને બેસી એક જ વાર જમવું અને ઉકાળેલું જ પાણી પીવું તે

## ગ

**ગહુંલી**=અમુક અમુક પ્રસંગે ગવાતું ગુરુનું ગીત

## જ

**જયણા**=કોઇ જીવજંતુને દુખ ન થાય તેવી રીતે વર્તવાનો ખ્યાલ, ઉપયોગ
**જિનપૂજન**=અરિહંતની પૂજા

## દ

**દ્રવ્યપૂજા**=જળ, ચંદન, ફૂલ વગેરેથી કરાતી પ્રભુની પૂજા

**ન**

નવ અંગો=(૧) બે પગના બે અંગુઠા, (૨) બે ઘુંટણ, (૩) બે હાથના બે કાંડા, (૪) બે ખભા, (૫) માથાનો સૌથી ઉપરનો ભાગ, (૬) કપાળ, (૭) ગળુ, (૮) હૃદય અને (૯) દૂંટી

નિરંજન=લેપ વગરના

**પ**

પડિલેહણ=મુહપત્તિ વગેરે બરાબર જોવી તે, પ્રતિલેખન

પૂંજવુ=જીવજંતુને દુઃખ ન થાય તેમ બરાબર સાફ કરવુ

પૌષધ=ઓછામાં ઓછું એકાસણું કરીને દહાડે, રાત કે ચોવીસે કલાક સુધી કરાતી એક ધાર્મિક ક્રિયા

**ભ**

ભાવપૂજા=પ્રભુના ગુણો ગાવા તે

**મ**

મંગળદીવો=આરતી પછી ઉતારાતો દીવો

મુહપત્તિ=મોઢુ ઢાંકવા માટે વપરાતો વસ્ત્રનો કકડો, મુખવસ્ત્રિકા

**વ**

વ્યાખ્યાન=વખાણ વિવેચન, ઉપદેશ

વિહાર=સાધુ કે સાધ્વીનુ એક સ્થળેથી બીજે સ્થળે જવું તે.

**સ**

સંઘ=સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય

સિદ્ધ=મોક્ષે ગયેલા પ્રભુ

સ્નાત્રવિધિ=પ્રભુની પ્રતિમાને નવડાવવાની વિ